॥ ૐ ॥

# અધ્યાત્મિક માર્ગ પ્રકાશ.

(અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં વીસ્તીર્ણ સમજ સાથે.)



કર્તા.


મધુવચરામ બળવચરામ હોરા.

પેનસનર સબજડજ, સુરત.



પ્રકાશક,

શિવરાત્રિ મંડળ અડાજણ તરફથી

મહેશશંકર નરભેરામ વ્યાસ.

તંત્રી, ચંદ્રપ્રકાશ—સુરત.

અમદાવાદ.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૪. પ્રત ૧૦૦૦.

મૂલ્ય ૦-૮-૦

ચંદ્રપ્રકાશ ઓફીસ ગ્રંથમાળા. ગ્રંથાંક ૭.

# અધ્યાત્મિક માર્ગ પ્રકાશ.

કર્તા.

મધુવચરામ બળવચરામ હોરા.

પેનસનર સબજડજ—સુરત.



પ્રકાશક.

શિવરાત્રિ મંડળ અડાજણ તરફથી

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

તંત્રી ચંદ્રપ્રકાશ—સુરત.



અમદાવાદ—સત્યવિજય પ્રીન્ટિંગ પ્રેસમાં

શાહ. સાંકળચંદ હરીલાલે છાપી.

આવૃત્તિ ૧ લી. ૧૯૧૪ પ્રત ૧૦૦૦

મૂલ્ય આઠ આના.

# ચરણ નિવેદન.

આ સમગ્ર સૃષ્ટિમાં આદી અંત રહિત, નિસંગ અને નિર્વિકારી શરણે આવેલાને અભય આપનાર, અને તેના મનવાંચ્છિત પૂર્ણ કરનાર, બ્રહ્મા અને વિષ્ણુ વડે સ્તવાયલાં શ્રી હાટકેશ્વર મહાદેવના પુણ્યતમ અઘૌઘહર ચરણ કમળમાં આ ગ્રંથરુપ પુષ્પાંજલી સપ્રેમ નિવેદન કરવામાં આવે છે.

शिवरात्रि मंडल अडाजण.

૧૪૬૮

# અમારો ઉદ્દેશ.

પુસ્તક સંબંધી પ્રસ્તાવના આ પુસ્તકના લેખક શ્રી મધુવચરામ બળવચરામ હોરા તરફથી સ્વતંત્ર આની પાછળ છપાઇ છે તેથી તે સબંધમાં વધુ કહેવાપણું પ્રાપ્ત નથી. પરંતુ આ પુસ્તક પ્રકટ કરવામાં તેના પ્રકાશકનો શું ઉદ્દેશ છે તેનું દીગદર્શન કરાવાનું આ સ્થળે યોગ્ય ગણ્યું છે.

સુરત શહેરની પાસેજ એ માઇલને છેટે અડાજણ ગામ આવેલું છે. આ ગામમાં એક હાટકેશ્વર મહાદેવનું દેવાલય છે. આ દેવાલય મૂળ આજ ગામના રહીશ સ્વર્ગસ્થ દયારામ ઝવેરીએ બરાબર બંધાવ્યું હતું. પણ તેને ઘણોજ સમય વ્યતિત થવાથી તે છેક પુરાતન હાલતમાં આવી ગયું હતું.

આ પ્રમાણે તે પુરાતન હાલતમાં ઘણો વખત રહ્યું પણ ગામના ધર્મ પ્રેમી સજ્જનોના અંતઃકરણમાં તેનો જીર્ણોદ્ધાર કરવાની કોઇ કોઇ વખત પ્રબળ જીજ્ઞાસા થઇ આવતી પણ તેમ કરવામાં ઘણાજ દ્રવ્યની જરૂર પડે તેમ હોવાથી તેના આગેવાન તરીકે કોઇએ બહાર પડવાની હીમ્મત કરી નહોતી. પરંતુ કાળ ચક્રના નિયમ પ્રમાણે જે કાળ જેને માટે નિર્માણ થયો હોય તે કાળે તે અવશ્ય બને છેજ. એ સૂત્રને અનુસરી આ પુરાતન દેવળનો પણ જીર્ણોદ્ધાર થવાનો સમય આવી પહોંચ્યો. અને એ ગામના રહીશ, રા. દલપતરામ નરભેરામના અંતઃકરણમાં શ્રી મહેશ્વરની કૃપાથી સ્વતઃ ઇચ્છા થઈ આવી. આ સમયમાં રા. દલપતરામભાઇ મુંબઇની મુંબઈ બેંન્કની શાખામાં સારા પગારથી નોકર હતા. અને પોતાના પ્રસન્નતા યુક્ત નરાભિમાનપણાનાસ્વભાવને લીધે અનેક મનુષ્યોના અંતઃકરણ તેમણે

જીતી લીધાં હતાં. તેઓનું વર્તનજ એવું હતું કે તેમના સબંધમાં એક વખત પણ આવનાર મનુષ્યને તેમના નૈસર્ગિક બંધુત્વ પ્રેમનું ભાન થાય.

અંતઃકરણમાં સાચા પ્રેમને ધારણ કરવાવાળો મનુષ્ય જે કોઇ કામ કરવા ધારે છે તે ઘણીજ સરળતાથી અને થોડા વખતમાં કરી શકે છે. કેમકે સાચા પ્રેમ સંપન્ન મનુષ્ય આગળ અવિજય-અથવા નિષ્ફળતા હોતીજ નથી. આમ હોવાથી રા. દલપતરામ ભાઇએ આ મહાદેવના દેવળના પુનરોદ્ધાર માટે પોતાનાથી બની શકતી મદદ આપી ગામના દેવાલયમાં કામ સરૂ કરાવ્યું. અને મનુષ્ય જ્યારે અમુક કોઇ શુભ કામ કરવામાં પહેલ કરેછે. અને તે કામ કરવાનો નિશ્ચય કરે છે ત્યારે તેને આજુબાજુથી ગમે ત્યાંથી પણ મદદ મળી આવે છેજ. જગતમાં પહેલ કરનારનીજ જરૂર છે. પાછળથી મદદ તો અવસ્ય આવી મળે છે. મનુષ્ય સૃષ્ટિમાં એમ છે એટલુંજ નહિ પણ મનુષ્યથી હજાર દરજ્જે ઉતરતી સૃષ્ટિમાં પણ એમજ છે. ટીટોડીના જેવા તુચ્છ પ્રાણીના જીવનનું અવલોકન કરો. નાના સરખા ટીટોડાએ સમુદ્રને પુરી નાંખવાની ઇચ્છા કરી અને તેમાં તે પ્રવૃત્ત થયો. પાછળથી તેને અનેક મદદ આવી મળી અને આખરે સમુદ્રે નાસીપાસ થઈ તેનાં બચ્ચાં પાછાં આપ્યાં આ વાત આપણા કથનના જ્વલંત દ્રષ્ટાંત અથવા સમર્થનરૂપ છે. અને તેથી રા. દલપતરામભાઇને તેમની આ સત્ પ્રવૃત્તિરૂપ કાર્યમાં આજુ બાજુથી મદદ આવી મળવા લાગી.

પ્રયત્નવાન મનુષ્યને પરમાત્મા મદદ આપે છે. પ્રયત્નથી રહિત થઈ માત્ર બેસી રહેનાર આળસુ મનુષ્યની તે ઉપેક્ષાજ કરે છે કેમકે

પરમાત્માને આળસપ્રિય નથી. તેમને માત્ર દૈવ ઉપર આસ્તા રાખી બેસી રહેનાર મનુષ્યની જરૂર નથી. પણ પ્રયત્ન માર્ગમાં આગળને આગળ વધારનાર મનુષ્યની જરૂર છે. અને રા. દલપતરામભાઇ એક ખરા પ્રયત્નવાન મનુષ્ય હોવાથીજ તેમને પોતાના આ પરોપકારી કામમાં મદદ મુંબઇના આગેવાન ધર્મ પ્રેમી સજ્જનોના હાથથી મળતી હતી.

આ પ્રમાણે આ પરમાર્થના કામમાં ઘણી સારી મદદ વારંવાર મળતી હોવાને લીધે હાટકેશ્વર મહાદેવનું દેવાલય જીર્ણોદ્ધારતાને પામી આજે જે કાંઇ સારી હાલતમાં આવ્યું છે. તે સબંધનું માન પ્રધાનપણે રા. દલપતરામભાઇને ઘટે છે.

મહાદેવના દેવાલયના જીર્ણોદ્ધારનું કામ ચાલતું હતું તે વખત દરમ્યાનમાં નાયક નાટક કંપનીના માલેક મી. મૂળચંદ વલ્લભ નાયક તરફથી એ દેવાલયના .લાભ માટે પોતાનો હરિચંદ્ર નામનો નાટક ધર્માદા અપાયો હતો. ત્યારબાદ સુપ્રસિદ્ધ મોરબી આર્ય સુબોધ નાટક કંપનીના માલેક રા. શ્રીયુત મૂળજીભાઈ આશારામ ઓઝા તરફથી પોતાનો ‘ કંસવધ ’ નો લોકપ્રિય ખેલ ધર્માદા તરીકે મળ્યો હતો. તે સબંધમાં અત્ર ખાસ નોંધ લેવામાં આવે છે. અને રા. મૂળચંદનો તથા રા. શ્રીયુત મૂળજીભાઇનો તેમના એવા પરોપકારી કામની લાગણી માટે આભાર માનવામાં આવેછે. અને આશા રાખવામાં આવે છે કે અન્ય નાટક કંપનીઓના માલિકો પણ પોતાનાથી બની શકતી મદદ આપી આ કામ પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવશે.

વર્તમાન કાળમાં એટલે આ પ્રસ્તાવના લખાય છે તે વખતમાં મહાદેવનું દેવાલય જે ઘણું જુનું થયું હતું તે સારી હાલતમાં છે. હવે

માત્ર એકજ કર્તવ્ય બાકી છે કે દર વર્ષે દેવાલયમાં રંગ રોગાન થાય. અને મહાદેવમાં જે પુંજારી રહેછે તેની આજીવિકા માટે એકાદ જમીન મહાદેવના નામની લેવાય અને તેની ઉત્પન પુંજારીને તથા બીજી અન્ય મરામતમાં વાપરવામાં કામ આવી શકે. આ કામમાં ટેકો કરવા માટે આજ પાંચ વર્ષ થયાં અડાજણ ગામમાં ધર્મપ્રેમી સજ્જનો તરફથી એક મંડળની સ્થાપના થઈ છે અને તેનું 'શિવરાત્રિ મંડળ' એ નામ આપવામાં આવ્યું છે. આ મંડળ તરફથી દર શિવરાત્રિએ તેમજ બીજા વાર તહેવારને દિવસે મહાદેવની પૂજા વિધિ સહિત કરાવામાં આવે છે. અને એ ગામના રહીશ રા. ભગવાનદાસ હરિભાઈ સોની આ મંડળની વ્યવસ્થાનું કામ ઘણી ઉત્તમ રીતે કરે છે. એ સંતોષપ્રદછે.

આ પુસ્તકને પ્રકટ કરી તેની જે ઉત્પન્ન આવે તે સર્વ હાટકેશ્વર મહાદેવના દેવાલયમાંજ વાપરવાની છે. તેમાંથી કાંઇ કોઇએ એક પાઈ સરખી પણ પોતાના સ્વાર્થ માટે વાપરવાની નથી. અને આમ હોવાથી આ પુસ્તક લખી આપવાનો રા. શ્રીયુત મધુવચરામ બળવચરામ હોરાએ કોઈ પણ પ્રકારના સ્વાર્થ વગર કેવળ નિષ્કામ ભાવે જે અગાધ શ્રમ લીધો છે તેને માટે અમે ખાસ તેમના આભારી છીએ. અને આશા રાખીએ છીએ કે જનસમાજ તરફથી આ ગ્રંથનો ઉચિત સત્કાર થઇ ઉત્તેજનને પાત્ર થશે. સર્વશક્તિમાન મહેશ્વર ભગવાનની કૃપા તેમાં નિમિત્તરૂપ થાઓ, એ પ્રકારની આશા રાખી વિરમાય છે.

**ચંદ્રપ્રકાશ ઓફીસ.**
સા. ૧૯૭૦ મહાશિવરાત્રિ.
સોમવાર. **સુરત.**

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

# પ્રસ્તાવના.

" લાઈટ ઓન ધી પાથ "—માર્ગ ઉપર પ્રકાશ, એ નામનુ એક અમુલ્ય પુસ્તક અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયલું છે અને તે એક પવિત્ર અને ભાવિક અંગ્રેજી સ્ત્રી, જેને શાસ્ત્રનો કોઈપણ દિવસ અભ્યાસ નહોતો અને જેને સંસ્કૃતનું પણ જ્ઞાન નહોતું, તેણે લખેલું છે. આ પુસ્તકને અગત્યતા આપવા માટે આ હકીકત અહિં કહેવામાં આવે છે તેમ નથી પરંતુ આપણા મહાન્ પરમ પૂજ્ય ઋષિઓના ઊંચા શિક્ષણ આર્ય પ્રજા શિવાયની બીજી પ્રજાઓના હિતાર્થે કીયે દ્વારે અજ્ઞાન તિમિરનો નાશ કરવાને પ્રકાશિત થાય છે તે બતાવવા માટે છે--ક્રિયા દ્વારે શિક્ષણ મળે છે તે જોવાનું નથી, પણ એ શિક્ષણ કેવા ઊંચા પ્રકારનું છે તે વિચારવાનું છે. મનુભગવાન કથન કરે છે, કે સર્વોત્તમ સદ્‌ગુણનું શિક્ષણ એક ચાંડાળ પાસેથી પણ ગ્રહણ કરવાનું છે. વિષમાંથી અમૃત, બાળક પાસેથી વાણીની નમ્રતા, રીપુ પાસથી શાણુ વર્તન અને અશુદ્ધ પૃથ્વીની ખાણમાંથી સુવર્ણ મળતું હોય તો તે લેવું યોગ્ય છે.

આ પુસ્તકમાં જે નિયમો બતાવેલા છે તે આર્ય ભૂમિમાં વસતી આર્ય પ્રજાના ધર્મને અને તેની ફિલસુફીને કેટલા અનુસરતા છે તે વાંચનારને સહજ માલમ પડી આવશે. એટલુંજ નહિં પણ વાકય રચના અને શબ્દ રચના પણ અહિંનીજ છે એમ દેખાઈ જશે.

જે સ્ત્રીને વિશે ઉપર કથન કરવામાં આવ્યું છે તે પોતે કહે છે કે પૂર્વ ભણીના જ્ઞાનથી જેઓ અજ્ઞાન છે, અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાની જેઓની ઇચ્છા છે તેઓને માટે આ નિયમો લખી લીધેલા છે. એટલે તેના પોતાના એ નિયમો નથી પરંતુ તેને બીજાની પાસથી તે મળેલા છે. તે કોની પાસથી મળેલા હશે તે વાંચનારે વિચાર કરી લેવાનું છે.

આ નિયમો ટીકા વિના સમજવા ઘણું કઠીન કામ છે અને તેથી મદ્રાસના રા૰ પી. શ્રીનિવાસરાવનામના વિદ્વાને તેના ઉપર

મહાન્ શ્રમ લઈ અનેક ગ્રંથોમાંથી સંશોધન કરી અતિ પ્રસંશાને પાત્ર ટીકા લખેલી છે. તેનેજ આધારે આ પુસ્તક જનમંડળની સમક્ષ અર્પણ કરવાને હું શક્તિમાન થયો છું. રા પી. શ્રી નિવાસરાવના પુસ્તકનું આ ભાષાંતર નથી પણ તેમાંથી મળી આવેલાં સર્વ સાહિત્યને પુષ્કળ ઉપયોગમાં લઈ આ ગ્રંથની રચના થયલી છે ઘણીજગાએ વધારો, ઘટાડો અને ફેરફાર દેખાશે તેનું કારણ અહિં દર્શાવેલા નિયમો, અને જો ખરી રીતે કહીયે તો દર્શાવેલાં સૂત્રો મને પોતાને અને મારા બીજા કેટલાક બંધુઓને અત્યંત સહાયકારી જણાયા છે અને અમુલ્ય રત્નના ભંડાર સમાન અમે તેને ગણીએ છીયે. અમારી પેઠે બીજાઓ પણ તેનો લાભ લેવાને ભાગ્યશાળી થાય એવી અમારી તિવ્ર ઇચ્છા હતી.

આ ગ્રંથ સપૂર્ણ લખાઇ રહ્યો તે પહેલાં તેમાંનો થોડો ભાગ મારા સ્નેહી વ્યાસ પ્રભુશંકર નરભેરામના જોવામાં આવ્યો અને તેમની પાસેથી તેમના મિત્રમંડળને પણ તેવોજ લાભ મળ્યો, આનુ પરિણામ એ આવ્યું કે પોતાના મિત્ર મંડળ તરફથી આ પુસ્તક છપાવી પ્રાસદ્ધ કરવાની વ્યાસ પ્રભુશંકરે મારી પાસે પરવાનગી માગી. મારે પોતાને કંઈપણ લાભ–પૈસા તરફનો લાભ મેળવવાનો જ્યાં કિંચિત માત્ર હેતુ નહોતો ત્યાં માગેલી પરવાનગી આપવામાં કશો વાંધો નહોતો. તેથી કરીને આ પહેલી આવૃત્તિ તેમની તરફથી બહાર પડે છે.

છેવટે સમસ્ત જનમંડળને સવિનય વિનતિ કરૂં છું કે આવાં ઊત્તમ પંક્તિના ગૂઢાર્થથી ભરેલાં પુસ્તકો સમજવાની મારી પોતાની શક્તિ ઘણી અલ્પ અને સંકુચિત છે એ વાત લક્ષમાં રાખી સર્વ દોષોને ક્ષમા કરશો. કોઈ પૂછશે કે ત્યારે શામાટે તમે લખ્યું છે. તો તેનો ઉત્તર એટલોજ છે કે મારા જેવા બીજા અને મારા કરતાં કોઇ ઓછું સમજવાવાળા હોય તેઓના ઉપયોગને માટે.

**મકુવઅરામ બળવચરામ. હોરા.**

# અધ્યાત્મિક માર્ગ પ્રકાશ.

જેઓ પૂર્વ ભણીની યોગવિદ્યાથી અજાણ્યા છે અને જેઓની ઇચ્છા તેમાં પ્રવૃત્ત થવાની છે તેઓના પઠેના ઉપયોગને માટે લખાયલો એક નિબંધ.

સત્ય તે શું તે શોધવાને માટે આદિકાળથી જીવ પ્રયત્ન કરતો આવ્યો છે. હું કોણ છું, કયાંથી આવ્યો, કયાં જવાનું છે, એ પ્રશ્ન વારંવાર અંતઃકરણમાં સ્ફુરી આવે છે. ધન ધાન્ય, પશુ, સ્ત્રી પુત્ર સંતાન સ્નેહી એ સર્વસાથે શું સંબંધ છે. એ શું ઉપયોગના છે. એ વિચારમાં માણસ ગુંચવાયાં કરે છે. ત્યારે એનું કારણ—એટલે સત્ય શું છે, તેની શોધને માટે, જે પ્રયાણ કરે છે તેને સહાય આપવાને માટે આ નિબંધ લખેલો છે એમાં જે નિયમો દર્શાવેલા છે તે નિયમોમાંથી જીવના માર્ગ ઉપર પ્રકાશ પાડે છે. માર્ગો ઘણા છે પણ તેમાં કીયે માર્ગે જતાં ઇચ્છિત ધામે સ્થાને પહોંચાશે. હવે પાથી જાણતો નથી, અને વગર જાણે આગળ ચાલ્યો જાય તો તેને ગોથાં ખાવાં પડે, તેમ નહિં થાય અને કીયે માર્ગે પગલાં ભરવાં તે બતાવવાને માટે આ નિબંધ એક પ્રયત્ન છે.

સત્યને જાણવાની વિદ્યા તે ગુપ્તવિદ્યા અથવા યોગવિદ્યા જેને કહે છે, એ વિદ્યાના અધિકાર ઉપર જે મહાન્ વ્યક્તિઓ રહી છે એટલે જે ઋષિ, મુનિ, જીવનમુક્ત મહાત્માઓ રહેલા છે તેઓનું ધામ હીમાલય પર્વતમાં અથવા તેની સમીપમાં રહેલું છે એ સ્થ-

જેથી સર્વ ધર્મની પ્રેરણા થયલી છે, ધર્મસ્થાપકોએ એજ સ્થળેથી ઉપદેશ ગ્રહણ કરેલા છે, માટે એ વિદ્યા પૂર્વની વિદ્યા કહી છે, સૂર્ય પૂર્વમાં ઉદય થઈ પ્રકાશ પાડે છે તેજ નિયમને અનુસરીને આ છે.

સત્યને વેદાંત ઋત કહે છે, અને તેથી આ ઉપર કહેલા માર્ગને ઋતનો માર્ગ કહેલો છે. ઋતંભર એટલે સત્યને ધારણ કરનાર ઋત એજ સર્વનો આધાર છે.

એ માર્ગ ઘણોજ કઠીન અને વિઘ્નથી ભરપુર છે. તે માર્ગે જવું અને તરવારની ધાર ઉપર ચાલવું એ બે બરાબર છે. આટલા ઉપરથી એમ નહિ સમજવું કે એ માર્ગ પરિત્યાગ કરવા જેવો છે. ઘણાઓ એ માર્ગે આગળ ગયલા છે અને તેઓને સંપૂર્ણ સંતોષ અને શાંતિ પ્રાપ્ત થયલાં છે જેવો એ કઠિન છે તેવોજ એ માર્ગથી મળનારો લાભ અમુલ્ય છે, અંધારૂં ઘણું છે પણ જેમ જેમ આગળ જવાય છે તેમ તેમ તેમાં અલૌકિક પ્રકાશનાં કીર્ણ પ્રસરી રહેલાં અને ઉત્તેજન અને હિમત આપતાં જણાતાં જાય છે જે પ્રકાશના એ કીર્ણ છે તે પ્રકાશ અદ્‌ભૂત છે, તે પ્રકાશ અનિર્વચનિય, મન બુદ્ધિથી પર જ્યોતિનો છે.

આવે માર્ગે જવાને માટે સહાયની જરૂર છે. અર્જુન જેવાને પણ એ માર્ગ બતાવવા માટે શ્રી કૃષ્ણ ભગવાનને શ્રીમદ્‌ ભગવદ્‌-ગીતાનો ઉપદેશ કરવો પડયો.

જેઓને એ માર્ગે જવાની ઇચ્છા હોય તેવા માટેજ આ નિબંધ છે. જેઓનું ચિત એ માર્ગથી વેગળે બીજી વસ્તુઓમાં રમણ કરે છે તેઓને માટે આ નથી, કેમકે તેઓનું જ્યાં લક્ષ નથી ત્યાં તેમની એકાગ્રતા હોય જ નહિં, અને એકાગ્રતા થયા વિના સામી

મૂર્તિનું સાચું-સંપૂર્ણ દર્શન થશેજ નહિં. ઇચ્છા વિનાના મનુષ્યોને અહિં વર્ણવેલા નિયમો સમજાશેજ નહિં.

ઇચ્છા ઘણા પ્રકારની છે તેમાં ધર્મજીજ્ઞાસા અને બ્રહ્મજીજ્ઞાસા એ બે મુખ્ય છે. જિજ્ઞાસા શબ્દમાં, " કરવાનો વિચાર. " એ અર્થનો સમાસ થાય છે. ધર્મજ્ઞાનની ઇચ્છા થાય છે, તો ધર્મજ્ઞાનનું ફળ અભ્યુદય છે. ધર્મજ્ઞાનથી સુખ ઉત્પન્ન કરવાની ઇચ્છા તે ઇચ્છા બ્રહ્મજ્ઞાનનું જે પરિણામ છે. તેનાથી જુદીજ છે ધર્મમિમાંસાનું ફળ સ્વર્ગાદિ સુખ છે અને તે ધર્મની ક્રિયા કરવાથી મળે છે. બ્રહ્મમિમાંસાનું ફળ **મોક્ષ** છે અને તેમાં અનુષ્ઠાનની કે બીજી એવી ક્રિયાઓની અપેક્ષા નથી. ધર્મની જીજ્ઞાસા ઇચ્છાનો વિષય ધર્મ છે. અને તે સાધ્ય છે, ને જાણી શકાય તેવો છે, બ્રહ્મ, મન, વાણી, બુદ્ધિથી પર છે. તે પેલા જેવો સાધ્ય વિષય નથી. તે જ્ઞાનસ્વરૂપ છે એ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવાની દૃઢ ઇચ્છા થાય તેણેજ આ પકડવાનો છે **सत्यं ज्ञानमनंतं,** તે બ્રહ્મ સત્ય છે અને અનંત જ્ઞાન છે એ જગતપ્રસિદ્ધ છે માટે જ એ સત્ય અથવા ઋતનો માર્ગ કહેવાય છે.

## આ નિયમો સર્વ શિષ્યોને માટે લખ્યા છે, તે ઉપર તમે લક્ષ આપો.

શિષ્ય તે કોણ ? ખરા ભાવથી, ખરી શ્રદ્ધાથી, ખરી ભક્તિથી જે ગુરૂની પાસેથી ઉપદેશની ઇચ્છા રાખે છે, જે શિષ્ય પાત્ર નથી તેને શિક્ષણ આપવાનું નથી એમ વારંવાર મહાપુરૂષો કથન કરી ગયા છે. છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે. પુત્ર અથવા શિષ્ય પાત્ર હોય તોજ આ ગુપ્ત જ્ઞાનનો ઉપદેશ તેને કરવો. શ્વેતાશ્વર ઉપ-

નિષદ પ્રમાણે જેણે ઇંદ્રીયનિગ્રહ કીધો નથી તેને એ જ્ઞાનનો અધિકાર નથી. ત્યારે અહિં શિષ્ય શબ્દથી અધિકારવાળો શિષ્ય સમજવાનો છે વિવેક. વૈરાગ, ષટસંપત્તિ, અને મુમુક્ષુતા એ ચાર સાધન જેને હોય તેજ અધિકાર વાળો કહેવાય છે- શ્રી કૃષ્ણ ભગવાને ભગવદ્‌ગીતાનો ઉપદેશ કીધો તે પણ અધિકારવાળા પુરૂષને કીધો છે. તે શિષ્યનું નામ અર્જુન. અર્જુન શબ્દનો અર્થ વિષાદ થાય છે, હવે ગાલવસૂત્રમાં કહ્યું છે કે "**यावद् विषादो न भवति तावद् सद्गुरुणामुपदेशोऽपि न भवति**" શેષચંદ્રિકામાં વિષાદનો અર્થ મોક્ષની ક્ષુધા તેજ વિષાદ કહ્યું છે. ત્યાગની અવસ્થામાં મોક્ષની ક્ષુધા થાય છે અને તેથી વ્યાકુળતા થાય છે, એનુંજ નામ વિષાદ છે. અર્જુનનો અર્થ શ્વેત, ધવલ, પવિત્ર પણ થાય છે ઉપર એમ પણ સ્પષ્ટ સૂચન થાય છે કે શિષ્ય કેવળ શુદ્ધ. નિર્મળ, અને પવિત્ર થયલો હોવો જોઇએ.

સર્વ શિષ્યોને માટે કહેલું છે. સર્વ શબ્દ અહિં ઘણોજ અર્થવાચક છે. આ જ્ઞાનને માટે માત્ર અધિકારપણું હોવું જોઇયે, પછી શિષ્ય ગમે તે વર્ગનો હોય, ગમે તે જાતનો હોય તો ચિંતા નહિં. જે જે મોટા ઋષિઓ અને જીવનમુક્તો પૂર્વે થઇ ગયા છે તેઓની કથા પુરાણાદિક પુસ્તકોમાં વાંચીશું તો આપણને માલમ પડશે કે તેઓ બધા બ્રાહ્મણ નહોતા, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, સર્વ જાતીમાં થઇ ગયલા એ પદને પ્રાપ્ત થયલા છે, અરે ! એટલુંજ નહિં પણ અસુર અને રાક્ષસ વર્ગ પણ એથી બાતલ નથી. વળી આપણે હાલમાં સારી પેઠે જાણીએ છીયે કે જે મહાન્ મંડળ—શ્વેતમંડળ ધર્મના કાર્ય ઉપર લક્ષ આપી રહ્યું છે તેમાં આર્ય પ્રજાનાજ મહા-

જનો નથી પણ પારસી, ઇસ્લામિ, પશ્ચિમ દેશના ધર્મવાળા પુરૂષો પણ તેમાં શોભી રહેલા છે માટે ધર્મનો, કે જાતીનો, કે રૂપ રંગનો —કશાનો ભેદ ગણવાનો નથી, અને તેથીજ સર્વ શબ્દ અહિં મુકેલો છે એજ પ્રમાણે શ્રી કૃષ્ણજી પોતે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહે છે કે—"હે પાર્થ, જેઓ મારે વિશે આશરો રાખે છે, તેઓ અગર જો પાપ કરવા વાળી જાતીમાં પેદા થયા હોય, સ્ત્રી, વૈસ્ય કે શુદ્ર હોય તોપણ ઊંચામાં ઊંચી ગતિને પામે છે." ( જુઓ અધ્યાય ૯, શ્લોક ૩૨ મો, ) આનું કારણ એટલુંજ છે કે સર્વ ધર્મમાં સત્ય રહેલું છે, સર્વ સત્યનુંજ શોધન કરવા માટે છે, તો એ સઘળા દેખીતા જુદા માર્ગ છે પણ સઘળા એક જગાએ જઇને મળે છે જે ગુપ્ત માર્ગને વિશે અહિં વિવેચન કરે છે તે તો સર્વમાંજ દર્શાવેલો છે, અને ઊંડા ઉતરીને જે જોય છે તેને એ સમજાય છે એ માર્ગ તો એકજ છે કે જે માર્ગે જુદા જુદા વર્ગના અને જાતના પુરૂષો પૂર્વે ગયલા છે અને હજી પણ જાય છે.

**આંખ જોઇ શકે તે પહેલાં, આંસુ ઢાળતાં તે અશક્ત થયલી હોવી જોઇયે. ૧ કાન સાંભળી શકે તે પહેલાં તેની તિવ્રતા જતી રહેલી હોવી જોઇએ. ૨ ગુરૂ દેવની સમક્ષ વાણી ઉચ્ચારણ કરી શકે તે પહેલાં, ડંખવાની અથવા દુઃખ કરવાની તેની શક્તિ જતી રહેલી હોવી જોઇએ. ૩ ગુરૂદેવની સમક્ષ જીવ ઉભો રહેવાને શક્તિમાન થાય ત્યાર પહેલાં, હ્રદયના રૂધિરમાં તેના પગ ધોવાયલા હોવા જોઇયે.**

પ્રથમની જે પ્રક્રિયામાંથી શિષ્યે પસાર થવાનું છે તેના સંબંધમાં આ નિયમો છે. ઇંદ્રિઓનો નિગ્રહ અને અંતઃકરણની શુદ્ધતાનો અહિં બોધ કરેલો છે જ્યાં લગી ઇંદ્રિઓ છે ત્યાંસુધી સ્વભા-

વિક રીતે તે પોતપોતાનું કામ કરવાની અને તેમ કરતાં તેને અટ-કાવ કરવાને પ્રયત્ન કરવું એ વ્યર્થ છે એ ઇંદ્રિયો ઇશ્વરે આપેલી છે તો તેનો ઉપયોગ હોવો જોઇએ, અને તે નિરૂપયોગી નથી, પણ આ ઉપયોગીપણું શેમાં રહેલું છે તે સમજવાની જરૂર છે. આંખ આપી છે તો તે આંખ સર્વ પદાર્થને જોશે. તે પદાર્થની ખુબી સમજવાની જરૂર છે પણ તેમાં મોહ પામી આસક્ત થવાનું નથી. આંખમાંથી અશ્રુ–આંસુ વહે છે, તે હર્ષનાં પણ હોય છે અને શોકનાં પણ હોય છે, પણ હર્ષ અને શોકને જે વશ થાય છે તેનું મન ચંચળ રહે છે. નાના પ્રકારની કામનાઓ ઉત્પન્ન થાય છે અને તે કામનાના પરિણામ ઉપર હર્ષ કે શોકનો આધાર છે. આ કામનાના વિકારો ઉન્નતિક્રમમાં વિઘ્નરૂપ છે માટે એ વિકારને જીતવાની જરૂર છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે હે અર્જુન! તારે કોઈ પણ પ્રયત્નના ફળના પરિણામ સાથે શું સંબંધ છે, પ્રત્યેક કામ કરવું તે કર્ત્તવ્ય સમજીને કરવું અને પછી તેનું પરિણામ ફળ. ગમે તે થાઓ તેની ચિંતા નહિં. વિષયમાં આસક્તિ એજ બંધનનું કારણ છે. વિષયમાં આસક્તિ કરાવનાર નેત્ર અને શ્રવણ એટલે આંખ અને કાન છે. કાને સારૂં સાંભળીએ છીએ તો હર્ષ અને સંતોષ થાય છે. નકામું સાંભળતાં કામ, ક્રોધ, દ્વેષ આદિ થાય છે. એ કામ ક્રોધાદિક દુર્ગુણો જીતવાની આવશ્યકતા છે, જો તે નથી જીતાતા તો તેનું ચડી વાગે છે અને પરિણામ માઠું આવે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૪ અધ્યાયના ૨૬ મા તથા ૨૭ મા શ્લોકમાં જે કહેલું છે તે અહિં ખાસ લક્ષ ખેંચે છે. સંયમ એટલે ઇંદ્રીઓને રોકી રાખવી–એ રોકાણરૂપ જે અગ્નિ તેમાં સાંભળવા વગેરે

જે ઈંદ્રીઓ તેને કેટલાક હોમે છે. બીજાઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જે ઇંદ્રિયોના વિષય છે તે વિષયને ઈંદ્રિઓરૂપી અગ્નિમાં હોમે છે, બીજાઓ સઘળી ઈંદ્રિઓનાં કર્મ તથા શરીરમાં જે પાંચ પ્રાણ વાયુ છે તેનાં કર્મ, આત્માના રોકાણરૂપી જે યોગનો અગ્નિ છે તેમાં હોમે છે. આવી રીતે યજ્ઞ કરવાનો છે, કેમકે યજ્ઞથી કરીનેજ સર્વ પાપનો ક્ષય થાય છે. સર્વ જોવું, સર્વ સાંભળવું, પણ તેથી કરીને મન ઉપર જરા પણ અસર થવા દેવી નહિં. ઈંદ્રિઓને વશ મન જો થાય છે. તો સેવકને આધિન શેઠ બને છે. ઇંદ્રિઓએ મનને વશ રહેવું જોઈએ કે જેથી મનની સ્થિરતા સચવાય. અહિં સંસારમાં જણાતાં દુઃખને જોઈને અને સાંભળીને જડવત થઈ—લાગણી રહિત થઈ—ઉભાં રહેવાનું કહ્યું નથી. એ પ્રમાણે જે કરે તે માણસ તો કંઈજ કામનો નથી. પણ જ્યાં દુઃખ જણાયું ત્યાં તે દુઃખનું કારણ શોધી કહાડીને તે કારણને મટાડવું અથવા બીજી રીતે દુઃખ ઓછું કરવું એ કર્તવ્ય છે તે કર્તવ્ય જડરૂપ થયલો કરી શકેજ નહિં, તેમજ દુઃખની લાગણીથી પ્રવાહમાં ઘસડાઈ જનારો પણ તે કર્તવ્ય કરવાને અશક્ત છે. એ કર્તવ્યથી નહિ ચુકાય તેને માટે આ નિયમ છે. સઘળુ જોવું સાંભળવું, તેનો વિચાર કરવો અને તેમાં આસક્ત થવું નહિં. સ્થુળ દેહથી તે છેક બુદ્ધિક ઉપાધી લગીની સર્વે ઉપાધિના વિકારો જીવને ગમે તેમ ઘસડી નહિ જાય તેને માટે કેવી રીતે પ્રયત્ન કરવું તેનો અહિં ઉપદેશ છે.

વાણીનો સંયમ પણ અગત્યનો છે. અહિંસા પરમોધર્મ, હિંસા નહિં કરવી એજ શ્રેષ્ટ ધર્મ છે. જે માણસ પોતાની જીભ ઉપર અંકુશ રાખતો નથી અને નજરમાં આવે તેમ લવારો કરે છે, તે

એ નિયમનો પાલનારો નથી. હિંસા માત્ર સ્થુળ શરિરને ઇજા કરવી તે નથી. તેમજ હિંસા સ્થુલ શરીરથી થાય છે, વાણીથી થાય છે અને મનથી થાય છે એ ધ્યાનમાં રાખવાનું છે. કોઇને કઠોર અથવા અપ્રિય વચન કહેવાથી તેનું મન દુખાય છે, આ પણ હિંસા છે, કોઇના દોષ પ્રગટ કરવા એ પણ મોટું પાપ છે, એ પણ સામાને હાનિકારક છે. જ્યાં સાચું બોલવાની જરૂર છે અને તે સાચું બીજાને કડવું લાગે તેવું હોય ત્યાં સમજુ માણુસ તે બોલ્યા વિના રહેતો નથી પણ તે એવી રીતે બોલે છે કે જાણે એક પ્રેમી ભાઇ પોતાના બીજા ભાઇને પ્રેમથી સમજાવતો હોય તેમ "હું તારા કરતાં સારો છું" એ ભાવ નહિં રાખીને, અને સામાને માટે લાગણી છે એવું બતાવીને જે કડવું પણ સાચું બોલે છે તે હિંસા કરતો નથી.

હ્રદયના રૂધિરમાં પગ ધોવાનું કહ્યું છે તે સારી પેઠે સમજવું જોઇયે. પાંચ જ્ઞાનેંદ્રીય અને પાંચ કર્મેંદ્રિય સીવાય મન પણ છે, એ સર્વ શુદ્ધ, નિર્મળ હોવાં જોઇયે એટલુંજ નહિં પણ એ શિવાય એક બીજું અંગ છે જે ઘણુંજ અગત્યનું છે અને તે હ્રદય છે, અધ્યાત્મિકબિંદુ ત્યાં પ્રકાશે છે, મન સંકલ્પવિકલ્પાત્મક છે, ચંચળ છે પણ જ્યારે તેની ચંચલતા મટી જાય છે ત્યારે તેના ઉપર ઉપરનો પ્રકાશ પડે છે–વિચારની શુદ્ધતા થાય છે, નાના પ્રકારના નબળા વિચારો–જેના સ્વરૂપ બંધાઈ માણુસની આસપાસ ભમ્યાં કરે છે અને જે તે માણુસને પોતાને તેમજ બીજાઓને હાનિ કરે છે, ગમે તે માર્ગે દોરવી જાય છે, તેની સંગત રહેતી નથી, સારા વિચારોની સંગત રહે છે એટલે એક પ્રકારનો સંતસમાગમ થાય છે, અને ત્યારેજ બુદ્ધિનો પ્રકાશ સારો પડે છે, તે પડતાં સત્ અસત્ ની સમજણ

આવે છે, તે સમજ આવતાં વૈરાગ્યનો ઉદય થાય છે. આવી રીતે ક્રમે ક્રમે આગળ વધાય છે. હૃદય એજ પ્રેમ મનુષ્યના કલ્યાણનું સબલ સાધન છે. એ પ્રેમ કહાડી નાખવાનું અહિં કથન નથી, પણ એ નિર્મળ શુદ્ધ અમૃતના ઝરણમાં જો કંઇ મળ હોય તો તે મળ કહાડી નાખવાનો છે. અધોમનની લાગણીની છાયા પણ એમાં નહિં પડેલી હોવી જોઇયે. અત્યાર સુધી વ્યવહારિક સાંસારિક દૃષ્ટિએ જે માણસને જે પ્રિય અને પોતાનું જણાતું હતું તેનાથી વિયોગ થવાનો સમય આવે છે, તે સમયે અંતરમાં દુઃખ થાય છે, એટલે રૂધિર વહે છે, તે રૂધિરને વહી જવા દેવું, કેમકે ઊંચો જે પ્રેમ છે તે પ્રેમ સંકોચિત નથી પણ તેમાં ભૂતમાત્ર સમાઈ જાય છે. સંસારમાં રહીને અવિદ્યાને આધિન થઈ માણસ વર્તે છે અને અજ્ઞાનથી જુદી જુદી જાતના મળ તેને બાઝી જાય છે, આ મળો જ્યાં સુધી ધોવાઈ નહિ જાય ત્યાં સુધી સાચી પવિત્રતા પ્રાપ્ત થતી નથી, અને તે નથી થતી ત્યાં સુધી ગુરૂદેવના મંદીરમાં પ્રવેશ થઈ શકતો નથી. સાધારણ રીતે વિચાર કરીશું તો સમજાશે કે ઊંચો પવિત્ર બ્રાહ્મણ ચાંડાળના સ્પર્શથી દુર-વેગળો રહે છે, તો પછી ગુરૂદેવના સાક્ષાત દર્શણ કરવાની ઇચ્છા રાખનારે કેટલા શુદ્ધ થવાની જરૂર છે. કોઇ પણ પવિત્ર મંદીરમાં જતાં પહેલાં ખરી રીતે પગ ધોવા પડે છે, તો આ હૃદયરૂપી મંદીર તો દિવ્ય ધામ, અલૌકિક છે, ત્યાં પગ ધોયા વિના કેમ જવાય ? સંસારના માર્ગે ચાલી આવનારને માર્ગમાં થયલા સર્વ સ્પર્શને કહાડી નાખવાને માટે પગ ધોઇને દિવ્ય માર્ગે જવાનું અહિં કહ્યું છે તે યોગ્યજ છે.

પહેલા ચાર નિયમ નીચે પ્રમાણે છે.

**૧. ગૌરવ તૃષ્ણા અથવા કીર્તિ લોભનો નાશ કર.**

**૨. જીવનની તૃષ્ણાનો નાશ કર.**

**૩. સુખની તૃષ્ણાનો નાશ કર.**

**૪. જેઓ ગૌરવ તૃષ્ણા અથવા કીર્તિના લોભવાળા છે તેની પેઠે કામ કર જેઓને જીવનની તૃષ્ણા છે તેઓની પેઠે જીવનનું સન્માનકર સુખને માટે જેઓ જીવે છે તેના જેવો સુખી રહે.**

પહેલો નિયમ ગૌરવ તૃષ્ણા અથવા કીર્તિલોભ જેને સાધારણ રીતે કહેવામાં આવે છે તેને વિશે છે-ગૌરવ એટલે મોટાઈ, અને તૃષ્ણા એટલે ઈચ્છા, લોભ-ધનનો લોભ, સત્તાનો લોભ, ઊંચા પદ્વિનો લોભ, એ ગૌરવ તૃષ્ણા છે. આ લોભ અથવા તૃષ્ણાનો હેતુ બીજાઓ કરતાં હું ચડીઆતો થાઉં એ છે એથી કરીને બીજાની ઈર્ષા, તિરસ્કાર, દ્વેષ ઉત્પન્ન થાય છે અને એ દુર્ગુણો માણસના કલ્યાણને અત્યંત હાનિકર્તા છે, એટલુંજ નહિં પણ પોતાની ઈચ્છા પરિપૂર્ણ થતાં, જીવ પોતાની સાથે બીજા સામાને, એ દુર્ગુણો ઉત્પન્ન કરે છે, એટલે બીજાઓ તેની ઈર્ષા કરે છે, તેના ઉપર તિરસ્કારથી દૃષ્ટિ માંડે છે, અને તેનો દ્વેષ પણ કરે છે. આ પ્રમાણે થવાથી સંસારમાં રહેનારા એ જીવને ઘણીવાર મોટી વિપત્તિઓ અને ગુંચવણ આવી પડે છે જેનું છેવટનું પરિણામ અણધારેલું દુઃખ છે. જે માણસ અમુક કામનાને આધિન થઇ તે ફળીભુત કરવાને પ્રયત્ન કરે છે, તે પ્રયત્ન જો સફળ થાય છે તો હર્ષ પામે છે. અને નિષ્ફળ જાય છે તો ના ઉમેદ થાય છે. ના ઉમેદ થયા છતાં કેટલાક વારંવાર ફરી ફરી પ્રયત્ન કર્યા જાય છે, જેની ઈચ્છા પૂર્ણ થાય છે, તે એક પછી બીજી, બીજી પછી ત્રીજી એમ અનેક કામનાથી દોર-

વાઈ જાય છે, અને તેને સ્થિરતા પ્રાપ્ત થતી નથી.

વળી વિષયી સુખથી સંતોષ થતોજ નથી એ પણ ધ્યાનમાં રાખવાનું છે. ભોગ ભોગવ્યાથી શાંતિ વળતી નથી, અને "અગ્નિને આપી આહુતિ ઘૃતની, અગ્નિ અધિક બળ કહાડે" તેમ થાય છે.

વિષયસુખના સાધનો પ્રાપ્ત કરવાની આકાંક્ષાનું કારણ જીવવાની તૃષ્ણા છે, માણસ અજ્ઞાનમાં સત્યને જાણતો નથી. દેહ અને તેમાં વસનારો દેહી બે જુદા છે, જે જીવનની તૃષ્ણા છે તે દેહના સંબંધમાં છે. દેહ સત્ય છે એમ માનવું એ અજ્ઞાન છે, રૂપ અને અરૂપને સમજવાની જરૂર છે. જેને રૂપ નથી એવો જે આત્મા તે રૂપધારી બને છે, રૂપ તેજ ઉપાધિ છે. ત્યારે ઉપાધિમાં મોહ પામી તે ઉપાધિને કાયમ રાખવાની કામના કેવી કહેવી તે વિચાર કરવાનું છે. ઉપાધિમાં ફસાયલો જીવ સ્વતંત્ર નથી, રૂપ અથવા ઉપાધિનું જીવન તે ખરૂં જીવન નથી, ખરૂં જીવન તો ઉપાધિથી મુક્ત થઈ સ્વતંત્ર રહેવામાં રહેલું છે. આવી રીતે ખરૂં જીવન શું તે સમજવું અને જુદા જીવનનો મોહ છોડી દેવો.

ઉપર પ્રમાણે દેહ અને દેહીનો ભેદ સમજતાં ઈંદ્રિઓના સુખની તૃષ્ણા ટળી જાય છે, જે જે વિષય સુખ મનાય છે તે દેહીને માટે નથી પણ પંચ તત્વનું બનેલું દેહ રૂપી જે ઘર છે તેને માટે છે. દેહ નાશવંત છે અને દેહી અવિનાશી છે, એક વિકારી છે, બીજો નિર્વિકારી છે. વિષયમાં ઘસડી જનાર ઇંદ્રિઓ છે. રાગ ને દ્વેષ, ગમવું અને નહિ ગમવું એ ઈંદ્રિઓમાંજ રહેલું છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના ત્રીજા અધ્યાયના ૩૪મા શ્લોકમાં એટલાજ માટે શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે તેને તાબે કદી પણ જીવે થવું નહિં. સુખ દુઃખ

એ મને માની લીધેલાં છે. સકોમળ સ્ત્રીને પાંચ કે દશ શેરનો ભાર શરીર ઉપર ઉપાડવો કઠિન અને દુખરૂપ લાગે છે પણ તેનું શરીર રૂડા પ્રસંગે અધમણ અથવા મણ શ્રૃંગારોથી સણગારવામાં આવે છે તો તેમાં સુખ માને છે. ત્યારે વજન અથવા ભારમાં દુઃખ રહ્યું છે એમ કેમ કહેવાય ? કેટલાક માણસો અમુક વસ્તુથી સુખ માને છે અને બીજાઓને તે રૂચતી નથી ત્યારે ગુણ વસ્તુમાં રહેલો છે ? ના. સુખ દુઃખ જે મનાય છે તે માત્ર કલ્પિત છે, માટે તેની તૃષ્ણાનો પણ નાશ થવો જોઇએ.

ચોથો નિયમ (**अ**) ખાસ લક્ષમાં રાખવા જેવો છે. ઉપર કહ્યું તે ઉપરથી એમ સમજવાનું નથી કે માણસે સઘળું કામ કાજ છોડીદઈ નિરૂદ્યમી થઇ આળસમાં પડી રહેવાનું છે. જેઓ ગૌરવની અભિલાષાવાળા છે, તેઓ જેમ ઉત્સાહથી અને આગ્રહથી કામ કરે છે તેમજ એ અભિલાષાને તજી દેનારે કામ કરવાનું છે, ચોથો નિયમ જાણે ઉપલા ત્રણ નિયમોનો વિરોધી છે, એવો ભાસ થાય છે, પણ અહિં તેવો વિરોધ છેજ નહિં, અને તેથી વિરોધ છે એમ માની ભુલવું નહિં. શ્રીમદ્ ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયના આઠમા શ્લોકમાં કહ્યું છે કે કર્મ નહિં કરવું તેના કરતાં કર્મ કરવું એ વધારે સારૂં છે, કર્મ કીધા વગરતો આ શરીર પણ રહી શકવાનું નથી. કર્મ ત્રણ પ્રકારના છે, કાયિક, વાચિક, અને માનસિક, પહેલાં બે ને તમે અટકાવો પણ ત્રીજાનું કેમ ? સંસારમાંથી નાશીને જંગલમાં જઇને રહે ત્યાં પણ મનતો વલખાં મારતું, ભમતું અને વિચાર કરતું રહે છે. કર્મરહિત થઈ પડી રહેવું–આળસને સેવવું, એતો તમો ગુણને નોતરવાનું છે, અને એ ગુણ કલ્યાણ કારી

નથી. રજોગુણની દેહ છે, તો રજોગુણરહિત કેમ થવાય ? માટે કર્મરહિત થવું અશકય છે. એ રજોગુણથી સત્વગુણની પ્રાપ્તિ કરવાની છે માટે કર્મનું સ્વરૂપ બદલવું જોઇયે. એ કેમ બદલાય. ભગવદ્‌ગીતાના પાંચમા અધ્યાયના ૧૦મા શ્લોકમાં કહ્યું છે કે જે માણસ મમતા અથવા ફળની આશાને છોડી દઇને સઘળાં કર્મ બ્રહ્મને અર્પણ કરે છે તેને પાપ અડી શકતું નથી. આ ચોથો નિયમ કર્મયોગનું શિક્ષણ આપે છે, શરીર સ્વરૂપસંપન્નનું સાધન છે, એ સાધનનો તિરસ્કાર કેમ થાય. સમુદ્ર ઓળંગી જવાને જે નાવ છે તે નાવનો ઉપયોગ નહિં કરીએ તો સમુદ્રની પાર જવાયજ નહિં. માટે એ સાધન—શરીર—સન્માનને પાત્ર છે. વળી જીવનમાં આસકતની પેઠે સુખી રહેવાનું કહ્યું છે તે પણ યોગ્ય છે. મનની સમતુલતા થવા માટેજ આ છે. રાગદ્વેષ જતા રહેવા જોઇયે. માણસો જુદા જુદા સ્વભાવના હોય છે અને તેઓ જે જે કામ કરે છે તે તે કામમાં હેતુઓ પણ જુદાજ હોય છે. આપણી આસપાસ જે બનાવો બને છે તે આપણને આધિન નથી, તે અનુકુળ કે પ્રતિકુળ હોય છે, અને તેથી હર્ષ શોક થાય છે. આપણી સત્તા જેના ઉપર નથી તે અમુક રીતેજ થાય એમ કેમ બની શકે, ? નહિંજ બને, માટે આસપાસ બનતા બનાવોથી આપણે જરાપણ ક્ષોભ નહિ પામતાં મનને અંકુશમાં રાખવું. એ બનતા બનાવો—પ્રસંગના સંજોગો સર્વને અનુકુળ હોઇ શકેજ નહિં એ માટે સંજોગોને આપણે પોતેજ અનુકુળ થઇ રહેવું એજ ડહાપણ છે. સાર લેવાનો એ છે કે જે કર્મ કરવાં તે મમતા વગર અને ફળની આશા રાખ્યાવિના કરવાં, એટલે પોતાનું કર્ત્તવ્ય સમજી કરવાં, એમ કરવાથી ઉદ્વેગ,

હર્ષ, શોકને વશ થવાનો સમય આવશેજ નહિં. પવન ગમે તેટલો વાય પણ પર્વત ડગતો નથી તેમ આપણી આસપાસ ગમે તેવા સંજોગો આવી પડે પણ તેથી આપણા મનની સ્થીરતા ખોવી નહિં. કમળ પાણીમાં રહે છે પણ પાણીથી ભીંજાતું નથી તેમ સંસારમાં રહેવું પણ તેમાં લીન થઈ તેથી ભીંજાવું નહિં. સંસારમાં રહો પણ સંસારને વશ નહિં વરતો એ શિક્ષણ અહિં આપણને મળે છે. સુખ દુઃખ મનના માનેલાં છે એમ સારી પેઠે સમજીને જે જે થાય છે તે સારૂંજ થાય છે એમ માનીને મનને ચંચળ નહિં થવા દેતાં સ્થીર રાખવું. એનું સ્થીર રહેવું એજ સુખ છે.

૪ (ब) દુર્વૃત્તિનું મૂળ હૃદયમાં શોધી કહાડ અને તેને સમુળ ઉખેડી નાખ–કામનાવાળા માણસના હૃદયમાં તેમજ ભક્તિવાળા શિષ્યના હૃદયમાં તે ફળતું જીવે છે. માત્ર વીર્યવાન તેનો નાશ કરી શકે છે. એની વૃદ્ધિ, એનું ફળવું, અને એનું મરણ, એ સર્વને માટે નિર્વીર્ય પુરૂષે વાટ જોવી જોઇયે. એ છોડવો એવો છે કે તે કાળના કાળ સુધી જીવે છે અને વૃદ્ધિ પામે છે. અગણ્ જીવીત જ્યારે માણસને એકઠાં થાય છે ત્યારે તેને ફુલ આવે છે. સત્તા અથવા શક્તિના માર્ગને વિશે જે પ્રવેશ કરનાર છે તેણે પોતાના હૃદયમાંથી આ વસ્તુને ખેંચીને કહાડી નાખવી જોઇયે. અને ત્યારે તેના હૃદયમાંથી રૂધીર વહેશે અને માણસની આખી જીંદગી કેવળ વીગળિત થઈ ગયલી દેખાશે. આ કસોટી સહન કરવીજ જોઇયે, જોખમ ભરેલી સીડી જે જીવનના માર્ગે લઈ જનારી છે. તેનાં પહેલેજ પગથાએ આ પ્રમાણે બને. છેવટનું પગથીઊં આવે ત્યાં સુધી નહિં પણ બને.

જેના અંતરમાં કામનાનું પ્રબળ છે તેનામાં આ દુર્વૃત્તિ રહેલી

છે, કોઈ એમ ધારે કે ભાવિક શિષ્યમાં તે નહિં હોય, પણ તેમ નથી, તેનામાં પણ તે રહેલી છે, એ દુવૃત્તિ આજ કાલની નથી, એતો અનેક જન્મોથી ચાલી આવેલી છે. અનેક જન્મોથી એટલે હજારો ને હજારો વર્ષથી બળ પામતી આવેલી છે, તેનાં મૂળ ઘણાં-જ ઉંડા ગયલાં છે એટલે શિષ્ય થયા કે જતી રહે છે એમ બનતું નથી, તેને તો જોર કરીને ખેંચી કહાડી, ઉખેડી ફેંકી દેવાની છે. આ વૃત્તિ અધોમનની છે, જેમાં સ્વાર્થ ડોકીઆં કરે છે. તેને લીધે અભિમાન દ્વેષ, તિરસ્કાર, ઇર્ષા. વૈરભાવ, આત્મશ્લાઘા આદિ અસુરો ત્યાં આવી ભેગા થયલા છે. આ બધી વૃત્તિઓ પશુવૃત્તિ ગણાય છે. શા માટે ? જીવ અનેક યોનિમાંથી પસાર થતાં થતાં મનુષ્યયોનિમાં આવે છે લખચોરાસી જેને કહે છે તેમાં એ આવી જાય છે ખનીજ, વનસ્પતિ, પશુ આદિ યોનિઓમાં જન્મ પામીને અંતે મનુષ્ય દેહ જીવ ધારણ કરે છે. ત્યારે પશુના જે ગુણો તેણે ગ્રહણ કરેલા તે ગુણો સહિત જીવ મનુષ્ય દેહમાં આવે છે. જેમકે છળભેદ એ શૃગાળનો સસલાનો ગુણ છે, મિથ્યાભિમાન એ મોરનો, નિર્દયતા એ વાઘનો, પ્રતિસ્પર્ધા એ અશ્વનો, દ્વેપ સર્પનો ગુણ છે. આ બધા ગુણોનો રંગ એવો પાકો બાઝી ગયલો છે કે તેને કહાડી નાખવો એને ધોઇ નાખવો એ ઘણુજ કઠીન કામ છે એ ગુણોનું સ્વરૂપ પલટી નાખીને તેઓને સદ્‌ગુણ કરી નાખવા જોઇયે અને તેમ કરવામાંજ પુરૂષ પ્રયત્ન રહેલું છે આ પશુવત વૃત્તિઓ કહાડી નાખવાનું પ્રયત્ન પ્રથમ જો નહિ ફળીભુત થાય તો તેથી ના ઉમેદ કદી પણ તમારે થવું નહિં. મોટા મોટા મહાન્ પુરૂષો પણ એકદમ તેના ઉપર વિજય મેળવી શકયા નથી. વારંવાર પ્રયત્ન કરતા રહો અને

તમારો પ્રયત્ન સફળ થયા વિના રહેવાનો નથી એમ નિશ્ચય માનજો પ્રયત્ન તાત્કાળિક નહિં ફળ્યો એમ જણાય પણ તે ઉપરથી કંઇ ફળ નથી થયું એમ સમજવું નહિં. તમે પ્રયત્ન કીધું તેજ તમે ઉન્નતિ-માર્ગમાં આગળ ચાલ્યા એમ જાણજો. વળી અત્યાર સુધી તમારા દોષને તમે દોષ છે એમ માનતા નહોતા, અને તેથી તેનાથી ખંચાતા નહોતા, તેને દુર કરવાને તમારો પ્રયત્ન એમ ખુલી રીતે બતાવે છે કે તેનું ખરૂં સ્વરૂપ અને તેથી થતી હાનિ તમે સમજ્યાં છો.

સ્વાર્થની દૃઢ મતિ સર્વ દોષોનું કારણ છે. એકનું અનેક રૂપે થવું એજ સૃષ્ટિનું કારણ છે. એક સર્વત્ર, સર્વવ્યાપક, અખંડ, વિભાગરહિત છતાં અજ્ઞાનથી તેમાં અનેક અંશ ભિન્ન ભિન્ન દેખાય છે. એ પ્રત્યેક અંશ ને "હું" નું અભિમાન છે અને એક હું બીજા હુંઓથી ભેદભાવ રાખે છે આથી કરીનેજ એક હું વાળો જીવ પોતાના જીવનના માર્ગમાં જતાં સોબતીઓની સંગતિ કરે છે. બધાના સોબતિ જુદા છે, અને તેથી ભિન્નતા વધારે જ-ણાય છે. હું બધાથી જુદો છું એ માનવું–એ અજ્ઞાન–સ્વાર્થનું બિજ છે. એ હું અથવા ભેદભાવ ઉપાધિને લીધે છે. જે અરૂપ, સર્વત્ર, અખંડ, અનંત હતો તે રૂપધારી સંકોચ પામે છે. રૂપમાં રહે છે તેથી હુંમાં રૂપ આવી જાય છે. પણ સત્ય જે હું છે તે રૂપનું આવરણ કહાડી નાખતાં જે અવશેષ બાકી રહે છે તે છે. છેવટના રૂપ વિનાની અવશેષ અવસ્થાને પ્રાપ્ત થતાં સુધી હું નો ભાવ કંઇક રહે છે, પણ માણસ જેમ જેમ ઉન્નતિક્રમમાં વધે છે તેમ તેમ હુંનો ભાવ ઓછો થતો જાય છે. દ્વૈત એજ અજ્ઞાનનું મુળ કારણ છે. પોતાનું ખરૂં સ્વરૂપ તે ભુલાવે છે એ ભુલ સમુળી ટળિ જાય એજ સ્વરૂપનું પિછાણ છે. મુક્તિ તે એજ છે આ ઉપરથી જે

કામને માટે પ્રયત્ન કરવાનું છે તે કેટલું કઠિન છે તે વિચારી લેવાનું છે મોડું વહેલું પણ એ પ્રયત્ન આરંભ કીધા વિના ચાલે તેમ નથી, તો પછી શા માટે જેમ બને તેમ જલદી તે કરીને ફરી ફરીને જન્મ મરણના ત્રાસને જલદીથી નહિં મિટાડવો.

ત્યારે ઉપર કહેલી પશુવત વૃત્તિઓ કહાડી નાખવી તે કેમ કહડાય? એ તો એવી બેહા, બે શરમ છે કે ધકા મારીને આપણે કહાડીશું તોપણ તે ફરી ફરીને આવી ભરાઈ જશે. જ્યાં ખાલી જગા હોય ત્યાં હર કોઇને બેસવાનું મન થાય. એક વૃત્તિ જો વેગજે હાંકી કહાડી તો તેની જગા ખાલી રહેવાની, જો એ જગા ખાલી રહી તો એ વૃત્તિ આવીને પાછી ત્યાં ગોઠવાઈ જશે, ત્યારે દ્વારબંધ કરો એમ તમે કહેશો તો તે ઠીક છે, પણએ જગા બહુવાર ખાલી રહી શકતી નથી. એ વૃત્તિઓ સૂક્ષ્મરૂપે છે અને તેને પ્રવેશ કરતાં અડચણ પડતી નથી. એવાં દ્વાર મળવાં દુર્લભ છે કે જેમાથી એ સૂક્ષ્મ સ્વરૂપ પ્રવેશ નહિં કરી શકે, માટે જે વૃત્તિને કહાડી તેની જગા ખાલી નહિ રહેવા દેવી અને ત્યાં સારી–તેનાથી વિરોધી દેવી વૃત્તિને વસાવવી. કાટાનું ઝાડ ઉખેડી નાખી તેની જગાએ મોગરાનું રોપવું.

આવી વૃત્તિઓ, અરે સારી અને માઠી સર્વ વૃત્તિઓ આગલા જન્મોની વાસનાથી બંધાયલી છે. એક જન્મનાં કર્મ તેની પછીના તરતના બીજા જન્મમાંજ ફળે છે એમ નથી. એક ટોપલીમાં દરરોજ કાગળના કકડા નાખીને એકઠા કરીએ અને પછી તે ટોપલીને ચક્કર ભમ્મર ફેરવીએ તો તેમાંથી કાગળના કીયા કકડા પહેલા ઉડશે અને પછી ઉડશે કે કીયા અનુક્રમે ઉડશે તે નકી નથી, તેમ

જ અનેક પાછલા જન્મોનાં કર્મ ભેગાં થયલાં હોય તેમાંથી હમણા ચાલતા જન્મને લાયક જેજે કર્મ દેખાય તેતે કર્મનો ઉપયોગ કર્મ દેવતા કરે છે અને તેનું પ્રારબ્ધ બંધાય છે. કોઇ પણ કર્મ પરિપકવ થયા વિના ફળતાં નથી. આ કર્મો પણ કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકારના છે. તેમાં પણ સારાં અને માઠાં એમ બે વિભાગ છે. શું સારૂં કે શું માઠું ગમે તે કર્મનું બીજ પહેલાં પડે છે અને ઉગવા માંડે છે, અને તે ઉપરથી અમુક વૃત્તિ અથવા સ્વભાવનો અંકુર ફુટે છે એનું મોટું વૃક્ષ થવાને ઘણોજ કાળ લાગે છે, માટેજ કહ્યું છે કે ઘણા જન્મોનો સમુહ ભેગો થાય છે ત્યારેજ કર્મ ફળ આપે છે.

આવી રીતે અનેક જન્મથી ચાલી આવેલી વૃત્તિને ઉખેડી નાખતાં અત્યંત કલેશ થાય અને લોહીની ધારા વહે એ સ્વભાવિક છે. પાંડવ કૌરવના સંગ્રામને આરંભે અર્જુનને એજ પ્રમાણે વિત્યું હતું, તે છેક ગગડી ગયો અને ત્યારેજ શ્રી કૃષ્ણ ભગવાને તેને ભગવદ્ ગીતાનો ઉપદેશ કીધો. જેજે કંઈ વિકારો છે તે પ્રકૃતિના અને દેહના છે, દેહીને કંઇજ નથી દેહીએ તેટલાજ માટે નિસ્પૃહ રહીને જે થાય તે જોવું. સૃષ્ટિમાં સારાંની તેમજ માઠાંની, સુખની તેમજ દુઃખની જરૂર છે. બધું પોતપોતાની જગાએ અને સમયે ઉપયોગનું છે અને ઉન્નતિ તે વિના થતી નથી. દુઃખ શિક્ષારૂપ અને તેથી શિક્ષણરૂપ છે. શિક્ષણવિના સાર સમજાતો નથી, અને મનુષ્ય જન્મ સાર અથવા સત્ય શોધી કહાડવા માટે છે.

કસોટીનો ખરો પ્રસંગ કયારે આવશે તે નિશ્ચય કોઈ પણ કહી શકે નહિં, સંસારમાં જોઇયે છૈયે કે કોઈને ઉગતી વયમાં સુખ

હોય છે તો ઉતરતી વયે દુઃખ ભોગવવાનું આવે છે, ઉગતી વયમાં તે દુઃખ ભોગવે છે તો ઉતરતી વયે સુખમાં કાળ નિર્ગમન કરે છે, આજ પ્રમાણે કહેલી કસોટી માટે સમજવું. દાદર ઉપર ચડતાંજ પહેલે પગથીએથી પગ લપસી જાય કે છેક ઉપલે પગથીએથી લપસે. માટે હંમેશ સાવધાન થઇને વર્ત્તવું એજ ડહાપણ ભરેલું છે, ગમે ત્યારે, આદિ, મધ્ય કે અંતે સાવધપણું ચુકયું તો પગ લપસી જતાં તરત નીચે પડી જવાશે એ નિસંશય છે.

૪ [ક] પણ, હે શિષ્ય! ધ્યાદ રાખજે કે, તે તો સહન કરવાનું જ છે, અને એ કામ કરવા પાછળ તારી સઘળી શક્તિ જોડી દે, વર્તમાનમાં અથવાભવિષમાં તારૂં જીવન નહિ રાખ, પણ અનંત કાળમાં જ જીવન ધારી રાખ, આ રાક્ષસી બી ત્યાં પુષ્પિત થઈ શકવાનું નથી, અવિચ્છિન્ન વિચારના માત્ર વાતાવરણથી, જીવન ઉપરનું આ લાંછન–આ ડાઘ ધોવાઈ જશે.

તે સહન કરવાનું છે એટલે દુઃખના મુળને કાપી નાંખતાં હૃદયમાંથી રૂધિર વહેશે તે. સહન કરવાનું જ છે. શામાટે ? કેમકે જ્યાં સુધી રહેશે ત્યાં સુધી સત્ય શાંતિ અને સુખની પ્રાપ્તિ થશે નહિ, અને દુઃખમાં ને દુઃખમાંજ પિલાયાં કરવું પડશે. માટે એ મુળને કાપી નાખવાનું કામ અગત્યનું છે. મોડું વહેલું પણ એને જડથી ઉખેડી કહાડયા વિના છુટકો નથી. જડથી નહિ જાય તો જડ ફરી ફરી ફુટયા વગર રહે નહિ. માટે હે શિષ્ય, તારી સઘળી શક્તિનો –તારા સઘળા બળનો ઉપયોગ કર. સંસારમાં મનાતાં સર્વ સુખ નાશવંત છે, સંસાર પણ નાશવંત છે તો તેના સુખ નાશરહિત ક્યાંથી હોય. જીવને અનેક જન્મ થાય છે તે સઘળામાં સુખ મળતું નથી,

અમિશ્રિત સુખ તો કદી હોતુંજ નથી. સુખ દુઃખ પૂર્વજન્મોનાં કર્મ ઉપર આધાર રાખે છે. દુઃખનું મૂળ ધીરે ધીરે વધીને બહુ જન્મે વિશાળ વૃક્ષ થઇ રહે છે. એનું મૂળ છેક જડથી ઉખેડી નાખવું એ ઘણું કઠિન કામ છે, અને તે કામ પરિપૂર્ણ થતાં તેનું પરિણામ ઘણું સારૂં આવે છે, પણ તેની સાથે જરા બીજું પણ વિશેષ કરવાનું છે. તું જાણે છે કે હું જીવુ છું, પણ એમ સમજે છે કે હું વર્તમાન કાળમાં હું જીવું છું, તેમજ ભવિષ કાળમાં હું જીવીશ એમ પણ માને છે. માણસ નાના પ્રકારની અભિલાષાઓ ભવિષને માટે કરે છે, તો તે ભવિષમાં જીવે છે એમ કહીશું તો ખોટું નથી. આ પ્રમાણે કાળના વિભાગ થયલા દેખાય છે. કાળ પણ બ્રહ્મસ્વરૂપ છે, અને તે અખંડીત એકરસ, આદિ મધ્ય અંતરહિત છે, તે છિન્નભિન્ન થતોજ નથી તે છતાં તેના વિભાગ થયલા જોવા અને માનવા એ કેવળ અજ્ઞાન છે, તે બ્રહ્મની પેઠે સદાય એક છે, એક છે તેનું અનેકરૂપે દેખાવવું એજ સૃષ્ટિ અને સંસાર છે, વિભાગ થવાનો ભાસ–ખોટો ભાસ એ દુઃખનું કારણ છે, તેમજ કાળનું અખંડીત સ્વરૂપ નહિ સમજતાં ખંડકાળ–કામના જુદા જુદા વિભાગ થયેલા જોવાથી પરિણામ દુઃખ છે. જેને આપણે ખંડકાળ અથવા કાળના વિભાગ લેખીએ છેયે તે કંઈ કાળના નથી. કાળના વિભાગ દેખાય છે તે માત્ર જુદાં જુદાં કર્મોનું દર્શન છે. કર્મનું માપ ખંડકાળ રૂપે ભાસે છે, કર્મ નાશવંત છે, મોહ ઉપજાવનાર છે, અને જુદાં જુદાં ફળો ચખાડનાર છે, માટે હે શિષ્ય! તારૂં જીવન ખંડકાળની સાથે જોડી નહિં દે, તું જે ખરૂં ચૈતન્યરૂપ છે તે ચૈતન્ય અનાદિ કાળની પેઠે અનાદિ, વિનાશરહિત, અવિકારી, એકરસ છે, માટે વર્તમાન તથા ભવિષમાં ભુલવણી ખાઇશ નહિં

અને અવિચ્છિન્ન-સતત-અખંડિત કાળ સહિત તારૂં જીવન છે એમ મનમાં દૃઢ સમજી તે પ્રમાણે રહે. જ્યાં એકરસ વર્ત્તે છે ત્યાં વિકાર હોતાજ નથી અને જ્યાં વિકાર નથી ત્યાં કર્મ નથી અને જ્યાં કર્મ નથી ત્યાં ફળ પણ નથી. ત્યાં કોઈપણ પ્રકારનો ભય નથી. ગંગાજીના પ્રવાહમાં-જળમાં-સ્વરૂપમાં, તેમજ અગ્નિમાં, જે આવીને મળે છે તે પવિત્ર, શુદ્ધ, અને તે સ્વરૂપ થઈ જાય, તે વસ્તુના સર્વ દોષ મીટી જાય છે, તેજ પ્રમાણે અનંત કાળ માટે સમજવાનું છે, તેમાં જીવન રહે છે તો સઘળા દોષો ટળીને કેવળ નિર્મળતા શેષ રહે છે, જેનો વિચાર જીવ હમેંશ કરે છે તેવો તે જીવ થાય છે એ નિયમ લક્ષમાંથી જરાપણ ખસવો નહિં જોઇયે.

**૫ ભિન્નતાના સર્વ ભાવનો નાશ કર.**

**૬ સંવેદન ( લાગણી ) ની કામનાનો નાશ કર.**

**૭ વૃદ્ધિની ક્ષુધાનો નાશ કર.**

**૮ ( અ ) તોપણ એકલો અને નિરાળો અથવા નિસ્સંગ ઉભો રહે, કેમકે જે રૂપ અથવા શરીરધારી છે તે, જેને ભેદ-બુદ્ધિ છે તે, જે અમર અથવા શાશ્વતથી બહાર છે તે, તને સહાય કરી શકશે નહિં.**

**( બ ) સંવેદનથી શિક્ષણ લે, અને તેને તપાસી જો, કેમકે ત્યારેજ આત્મજ્ઞાનના શાસ્ત્રનો તું આરંભ કરી શકીશ, અને સીડીના પહેલે પગથીએ તું પગ માંડી શકીશ.**

**( ક ) અણજાણતામાં, ફુલની પેઠે વૃદ્ધિ પામ, પણ જે શાશ્વત અથવા નિત્ય છે તેની પ્રત્યે તારા જીવનો વિકાશ કરવાને અત્યંત ઉત્કંઠ-આતુર રહે-પણ તારૂં વીર્ય અને તારૂં સૌંદર્ય જે બહાર ખેંચે તે એ નિત્ય**

**અથવા શાશ્વત હોવું જોઈયે, અને નહિ કે વૃદ્ધિની કામના; કેમકે એકમાં વિલાસયુક્ત વિમળતામાં તું ખીલી રહીશ; બીજામાં દૈહિક આકૃતિ અથવા કદના સબળ મનોભાવથી તું કઠિન થઇશ.**

આ નિયમોનું જાણે એક મંડળ હોય તેમ છે. નિયમ ૫ નો નિયમ ૮ ના (અ) સાથે, છઠ્ઠાનો ( બ ) સાથે અને ૭ માનો (ક) સાથે સબંધ છે, અને એ સંબંધ ધ્યાનમાં રાખીનેઅર્થ સમજવાનો છે.

નિયમ. ૫. હું બીજાથી જુદો છું એ માનવું અજ્ઞાન છે. પ્રત્યેક જીવની અવસ્થા જુદી દેખાય છે એ વાત ખરી છે. દૃષ્ટાંત લેતાં એક વિદ્વાન તો બીજો કેવળ મૂર્ખ, એક સર્વ સમૃદ્ધિમાં રોળાતો તો બીજો કેવળ ગરીબ અને કંગાળ, પરંતુ આપણે હંમેશ ઈઆદ રાખવું કે જો આપણે સારી સ્થિતિમાં છૈયે તો તેમાં આપણે એક દમ–પહેલે સપાટેજ આવ્યા નથી, આપણાથી બીજા જે ઉતરતી સ્થિતિમાં છે તેમાં એક સમયે આપણે પણ હતા અને આપણાથી ઉતરતા આપણી સ્થિતિમાં આવશે. સંસારમાં કોઇ બાળક, કોઈ જુવાન, કોઇ ઘરડા એમ માણસો જણાય છે, પણ એ સર્વ અવ-સ્થાનો ભેદ છતાં માણસ છે, ઘરડા પણ આગલી બે અવસ્થામાં આવી ગયા હતા અને તેજ પ્રમાણે બાળક ઘરડો થશે. તેમજ એક આખી પ્રજામંડળનો વિચાર કરવો, અનેક પ્રજાના એકત્ર મંડ-ળનો વિચાર કરવો, અને આખી સૃષ્ટિનો વિચાર કરવો, તેમ કરતાં માત્ર અવસ્થાનો ભેદ જણાશે, વસ્તુતઃ ભેદ દેખાશે નહિ, અને સર્વ એકરૂપ–સમાન સમજાશે. તેની સાથે બીજો વિચાર કરવાનો છે, જે જે કંઈ દેખાય છે ને સૃષ્ટિમાં રહેલું છે તે રૂપવાન અથવા આકારવાળું છે. એ જુદી જુદી આકૃતિઓ ભલે હોય પણ સર્વ રૂપનાં તત્વ શું ? તે શેના બંધાયલાં છે ? એ સર્વ પંચમાભૂતનાં

પૂતળાં છે, પંચમાભૂત વિનાની બીજી કોઈ વસ્તુ તેના બંધારણમાં સમાયલી નથી. માટીનાં વાસણ જુદા જુદા ઘાટનાં અને જુદા જુદા રંગનાં ભલે જણાઓ પણ સર્વ માટીરૂપ છે. જેવું પિંડે તેવું બ્રહ્માંડે અને બ્રહ્માંડે તેવું પિંડાંડે–વ્યષ્ટિમાં સમષ્ટિ અને સમષ્ટિમાં વ્યષ્ટિ–મોટા અગ્નિમાં જે છે તેજ તેના એક તણખામાં છે અને તણખામાં છે તેજ મોટા અગ્નિમાં છે, તેમજ એક વૈરાટ સ્વરૂપમાં સકળ વિશ્વ સમાઇ ગયું છે, અને એ વિશ્વના જુદા જુદા અવયવ વૈરાટ સ્વરૂપથી જુદા નથી, એ પ્રત્યેક અવયવમાં વૈરાટસ્વરૂપ વ્યાપી રહેલું છે. ઉત્તપન્ન કરનારી શક્તિના જે શ્વાસથી સર્વ વ્યક્ત થયું છે તે શ્વાસમાંજ સર્વનું જીવન રહેલું છે અને તે શ્વાસ સર્વનાં જીવનમાં વ્યાપી રહેલો છે. ત્યારે એક મહા સમર્થ મૂળ જીવનમાં બીજાં નાના જીવનો, જળમાં તરંગની પેઠે, પ્રસરી રહેલાં છે. પરમાત્મા સર્વવ્યાપક છે, એક પરમાણું પણ એવું નથી કે જ્યાં તે નથી, શરીરના અંદર તેમજ શરીરની બહાર બધે તે છે, તે જો નહિં હોય તો શરીર પણ નહિં હોય. માટે જે જે કંઇ સૃષ્ટિમાં જણાય છે તે એક બીજાથી ઘાડો સંબંધ રાખે છે, અને એક બીજાથી જુદાં નથી. સર્વવ્યાપક એવો જે પ્રવાહ તે પ્રવાહનો એક નાનકડો અંશ પણ આખા પ્રવાહ સાથે સંબંધ ધરાવે છે. તે એક અંશ મલીન થાય તો તે મલીનતાની અસર આખા પ્રવાહને પહોંચે છે. તેમજ એક અંશની મલિનતા મીટી જાય ને તેની શુદ્ધતા થાય તો તેની અસર પણ આખા પ્રવાહને પહોંચે છે, અને આખો પ્રવાહ તેટલે અંશે શુદ્ધતાને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જોતાં એક માણસ નબળો નીવડે છે તો તેની અસર આખાં જનમંડળને છે અને સારો નિવડે છે તો આખું જન મંડળ એક અંશે સુધરે છે.

આ પ્રમાણે પ્રત્યેક જીવને માથે પોતાનાં કર્મની કેટલી બધી જોખમદારી રહેલી છે તે મનન કરવા જેવું છે. ભ્રાતૃભાવ પણ એજ બતલાવી આપે છે. સર્વની પ્રત્યે પ્રેમ રાખવાનું પણ એજ શિખવે છે. આવી હકીકત છતાં સ્વાર્થને શોધવો એ કેવી મૂર્ખાઇ છે તે કહેવાની જરૂર નથી, ભેદ જ્યાં રહ્યો નથી ત્યાં ભેદ-બુદ્ધિ રાખવી એજ અજ્ઞાન છે અને અજ્ઞાનથી દુઃખ થયા વિના રહેતું જ નથી.

બીજું શિક્ષણ લેવાનું એ છે કે બીજાના દુર્ગુણો જોઇને આ-પણે તેનો તિરસ્કાર કરવાનો નથી પણ તેની દયા ખાવાની છે અને તેને સુધારવા માટે પ્રયત્ન કરવાનું છે. જે આપણા કરતાં ઉંચે ચડેલા છે તે જો આપણો તિરસ્કાર કરે, આપણથી વેગળા રહે અને સહાય નહિ કરે તો આપણું શું થાય ? એજ વિચારથી બીજાને સહાય થવાની જરૂર છે.

આવી રીતે એક જીવનમાં સર્વનું જીવન રહ્યું છે, ભિન્નતા ખરી રીતે છેજ નહિં તો પછી આઠમા નિયમમાં નિરાળો અને નિસ્સંગ રહેવાનું કહ્યું છે ત્યાં વિરોધ આવે છે પણ વિરોધના કંઇ છેજ નહિં, કેમકે એક જીવે ઉન્નતિક્રમમાં આગળ વધવાનું છે. તેને જ્ઞાન થયું નથી ત્યાં સુધી તે અંધારામાં અથડાય છે, અને તેને સહાયની જરૂર છે. આ સહાય બહારથી મળી શકતી નથી. જે શો-ધવાનું છે તે અવિનાશતત્વ શોધવાનું છે. તો વિનાશી સંસારમાં વિનાશિ વસ્તુ તેને શું સહાય આપી શકશે ? રૂપ માત્ર નાશવંત છે, બહારની ક્રિયાઓથી સ્વર્ગાદિકની પ્રાપ્તિ થાય, પણ તેઓ પણ

નાશવંત છે. આખું જગત ઇશ્વરની માયાનો વિલાસ છે. એ વિલાસ ભુલમાં ભમાવનારો અને અંતવંત છે, તેને વળગવું એતો ઉલટું વિઘ્ન માગી લેવા જેવું છે. આત્મા સ્વતંત્ર છે, નિરંજન છે નિર્લેપ છે. પ્રકૃતિ તેનાથી ઉલટી છે, તે ગુણવાળી છે, એ ગુણવાળીથી નિર્ગુણ કેમ પ્રાપ્ત થાય? સર્વ સ્વરૂપ પ્રકૃતિના છે, માટે એ પ્રકૃતિથી વેગળા રહેવું અને બહારની મદદની આશા નહિં રાખતાં તેને માટે અંતરમાં જોવું. આ નિરિક્ષણને માટે સહુથી વેગળા રહેવું અને એકાંત રહેવું જરૂર છે. સર્વ મલ મીટી જઇને અંતર જ્યારે શુદ્ધ થાય છે ત્યારે માર્ગપ્રકાશક તેજનાં કીર્ણ પ્રગટ થવા માંડે છે. એ જેનાં કીર્ણ છે તે સર્વથી પર, જેને વિશે સઘળા જીવો રહેલા છે, જે સર્વ જગતમાં વ્યાપી રહેલો છે તે મહાન્ ચૈતન્યપુરૂષ છે. તેની જ કૃપાથી જીવની વૃદ્ધિ અને ઉન્નતિ થાય છે, અને ખરી સહાયતા આપનાર તેના વિના બીજો કોઇજ નથી.

નિરાળા અને નિસ્સંગ રહેવાનું કહ્યું છે તેમાંથી સાર એ લેવાનો છે કે સંસારમાં રહેલા માણસે જે જે કર્મ કરવાનાં છે તે તે કર્મ ફળની આશા રાખ્યા વિના, મમતા રહિત કરવાનાં છે. ઇંદ્રિયોના જેજે વિષયો છે તેતે વિષયો ભણી ઇંદ્રિયો આકર્ષાય છે, પણ વિષયમાં મમતા રાખવી નહિ અને રાગરહિત થઇ જવું. વિષય સાથે સંગ થનો નહિં જોઇયે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કર્મમાં આસક્તિ નહિં રાખવાનો ઉપદેશ કીધો છે તેજ ઉપદેશનો અહિં બોધ છે.

આપ સમાન બળ નહિં અને મેઘ સમાન જળ નહિં એ કહેવત ધ્યાનમાં રાખવાનું પણ શિક્ષણ છે. જે કાર્ય કરવાનું છે

તે તમારે પોતાનેજ કરવાનું છે, તમારે માટે બીજાથી થઈ શકે તેવું તે નથી. એ કાર્ય કઠીન છે અને તેથી હિમ્મત રાખવાની પણ જરૂર છે આત્મા એજ પરમાત્મા છે અને તેથી બળ–શક્તિની ખોટ નથી. તેમજ અગ્નિથી તે બળતો નથી, વાયુથી સોષાતો નથી, પાણીથી ભિંજાતો નથી, શસ્ત્રથી છેદાતો નથી, તો નિડર થવામાં કંઈજ વાંધો નથી.

છઠ્ઠો નિયમ સંવેદન ( લાગણી ) સંબંધી છે, સંવેદનને મારી નાખો એમ કહ્યું નથી પણ તેની કામના–ઇચ્છાને મારી નાખવાનું કહેલું છે. બાહ્ય વસ્તુ બાહ્યની સ્થિતિ–બાહ્યના પ્રસંગોનો સ્પર્શ વિકાર ઉત્પન્ન કરે છે. ઇંદ્રિયોને તે સ્પર્શ થાય છે અને ઇંદ્રિઓ તે મનને પહોંચાડે છે. એમ થવાથી મનની સ્થિતિમાં ફેરફાર થાય છે, મનની શાંતિનો ભંગ થાય છે, સમતોલતા જતી રહે છે, ઇંદ્રિયો તો પોતાનું કામ કરશે પરંતું તમારે તો નિસ્પૃહ રહેવું જોઇયે, અને મનની સ્થિરતાનો ભંગ થવા દેવો નહિં.

સંવેદનથી આપણા મન ઉપર અસર થવા દૈયે છૈયે તો તેનું પરિણામ એ આવે છે કે આપણા મનથી બીજાઓને અસર થાય છે, આ પ્રમાણે પાટો પાટ સળગી જાય છે. જળમાં—સરોવરમાં—એક કાંકરો નાખતાં અમુક સ્થળેજ પ્રથમ ક્ષોભ ધીરેધીરે વિસ્તારમાં વધી આંખા જળને–સરોવરને ફરી વળે છે. એક વસ્તુ સારી લાગે છે તે કયાં સુધી કે તેના કરતાં વિશેષ સારી મળી નથી ત્યાં સુધી, માટે સંતોષમાંજ સુખ રહેલું છે. મનની સ્થિરતાની તેટલાજ માટે શ્રી કૃષ્ણ ભગવાન પ્રસંશા કરે છે.

એ સંવેદન થાય તો તેને જોવુંજ નહિં એવી આજ્ઞા નથી. તેને તો સારી પેઠે તપાસવું, તેનું સ્વરૂપ સમજવું, ને પછીસાર ગ્રહણ કરવો. માણુસ જાતના સ્વભાવનું, વસ્તુના સ્વભાવનું એથી જ્ઞાન થાય છે, તેનાં કારણ સમજાય છે, કુદરતના નિયમ પ્રગટ પડે છે, આ સઘળું જાણીને માણુસ પોતાના આચાર વિચારને યોગ્ય રીતે કેળવવાને શક્તિમાન બણે છે, સાર ગ્રહણ કરવો છે તો તે જ્યાંથી મલે ત્યાંથી કરવો. મનુ ભગવાન કહે છે કે વિષમાંથી અમૃત ગ્રહણ કરવું, વાણીની નમ્રતા બાળકોથી ગ્રહણ કરવી, શત્રુથી ડહાપણ મેળવવું, અને પથ્થર માટીમાં સુવર્ણ કહાડી લેવું.

સાતમો નિયમ જે આઠમા નિયમના છેલ્લાભાગ સાથે સંબંધ રાખે છે તેમાં કહ્યું છે કે વૃદ્ધિની ક્ષુધાનો નાશ કરવો. પ્રત્યેક જીવને પોતાની વૃદ્ધિની કામના–ઇચ્છા–રહેલી છે, પણ તેનો હેતુ સત્તા સંપાદન કરવાનો છે. એ વૃદ્ધિ જો થાય છે તો તેનું પરિણામ શું આવે છે. " ધનમદ, તનમદ, પદ સત્તા મદ; તે મહિ મસ્ત બન્યા સહુ અનહય " ધનની, તનની એટલે શરીરની, પદ એટલે મોટી પદ્દૂની, સત્તા એટલે અધિકારની લાલસા મહાબળવાન છે, અને તેનાથી માણુસ મોહ પામી લોભાય છે અને તે મેળવવા રાત્ર દિવશ મથન કરે છે, પણ એની પ્રાપ્તિ થતાં માણસો મય આવી જાય છે અને મદનો મોટો પાષાણ ગળે બાંધ્યો કે સંસાર સમુદ્રમાં બુડી જવાનોજ ઉપાય સાધ્યો એમ નક્કી સમજવું. જે જે ઉપાધિથી જીવ વીંટલાયલો છે તેતે ઉપાધિ તે પોતે નથી, તે છતાં તેની વૃદ્ધિ ઇચ્છવી એ ભુલમાં ભ્રમણ કરવાનું છે. માનસિક ઉપાધિનું દષ્ટાંત લઇએ તો તેની શક્તિ ગમે તેટલી ખીલે, દુનિઆમાં ગમે તેટલું

માન મળે પણ તેનું વલગણ તે ઉપાધિ સાથે છે. એ ઉપાધિઓને માટે શ્રીમદ્ ભગવદ્ગીતાના બીજા અધ્યાયના ૨૨મા શ્લોકમાં કહે છે, કે જેમ કોઈ માણુસ જુના લુંગડાંને કહાડી નાખીને નવાં લુગડાં પહેરે છે તેમ શરીરમાં જે રહેનારો છે તે ઘસાઇ ગયલાં જુના શરીરને છોડી દે છે ને નવાં શરીરમાં પેસે છે. આ જે ઉપાધિઓ,-કોષ-શરીર છે તે નાશવંત છે, કોઇનો વહેલો તો કોઇનો મોડો એમ નાશ થયા વિના રહેતો નથી, અને જનમ મરણને આધિન જે જીવ છે તેને તે વિના ચાલતું નથી એટલે એ ઉપાધિને બદલે નવા ઉપાધિમાં તેને પ્રવેશ કરવો પડે છે. એવા નાશવંત શરીર-ઉપાધિની વૃદ્ધિ થઈ તો ઠીક પણ તે શરીર નાશ પામતાં વૃદ્ધિ પણ નાશ પામે છે. માણસ સદ્ગુણ માટે પ્રયત્ન કરે અને તેની વૃદ્ધિ થવાદે તો એમ કરવું સારૂં છે પણ સારૂં અને નરતું બન્નેને ઓળંઘીને પાર જવાનું છે એ ધ્યાનમાં રાખવું. સદ્ગુણોથી સ્વર્ગાદિક ઉંચી ભૂમિકાઓની પ્રાપ્તિ થાય અને ત્યાંના સુખ મળે પણ ત્યાંથી પણ ફરી નીચે ઉતરવું પડે છે અને તે સુખ પણ અનિત્ય છે. ગુણ એ પ્રકૃતિને વળગેલા છે, ખરી વાત છે કે પ્રકૃતિની સહાયતાથી પરમ પુરૂષને ઓળખવો છે અને સ્વરૂપને પામવું છે, પણ તેને માટે પ્રકૃતિથી પર જવાનું છે, માટે જે વૃદ્ધિ થવી જોઇયે તે બહારની અને ઉપાધિઓની નહિ પણ અંતરની છે. જે વૃદ્ધિની ઇચ્છા રાખવાની છે તે અધ્યાત્મિક વૃદ્ધિ છે, તે અંતરથી પ્રફુલ્લ થવી જોઇયે. એને માટે માત્ર કર્મ સારાં હોવાં જોઇયે એટલુંજ નહિં પણ વિચાર, ઊંચા પ્રકારના અને શુદ્ધ હોવા જોઇયે. વિચારનાં સ્વરૂપ બંધાઈ અનેક વ્યક્તિ થઈ ઉભી રહે છે, તેની અસર તે કરનારને થાય છે એટલુંજ નહિ પણ બીજાઓને પણ તે અસર કરે છે.

અંતરની શુદ્ધિ અને બહારની શુદ્ધિ બન્ને અવસ્યની છે. પુષ્પનું દષ્ટાંત આપ્યું છે તે યોગ્ય છે એ પુષ્પ ધીરેધીરે પ્રફુલ્લિત થાય છે, અને તેની શોભા વિસ્તાર પામે છે, પરંતુ એ જે થાય છે તે અંતરમાંથી થાય છે, જે શક્તિ તેને આગળ વધારે છે—તેને ખીલવે છે તે અંતરમાં રહેલી છે, વળી તે પોતાની પાંખડી કોની ભણી વિકાસે છે ? સૂર્ય ભણી. એજ સૂર્ય તેને જીવન આપનારો છે. આટલું છતાં એ પુષ્પ એમ નથી જાણતું કે હું વૃદ્ધિ પામું છું. ત્યારે કામના-ઇચ્છા-એ વૃદ્ધિનું કારણ નથી. અવિનાશીશક્તિ જે અંતરમાં ઝળકી રહેલી છે તે શક્તિનો પ્રકાશ વિશેષ વિસ્તાર પામવો એજખરી વૃદ્ધિ છે અને એ પ્રકાશ બહારથી આવતો નથી અથવા ઉમેરાતો નથી પણ અંદરથી પ્રગટ થાય છે. એ પ્રકાશ બહાર પ્રગટ પડવાને તેને વીંટલાયલાં આવરણો પવિત્ર અને નિર્મળ હોવાં જોઇયે. જેમ પુષ્પ પ્રસન્ન ચિત્ત હોય તેમ જણાય છે તેમજ પ્રસન્નતામાં રહીનેજ જે કંઈ કરવાનું હોય તે માણસે કરવાનું છે. કોઈ પણ પ્રકારના ભયથી સારૂં કામ કરવું અને નઠારૂં કામ કરતાં અટકવુંએમાં કંઇ પુરૂષાર્થ નથી, કોઇ અધિકારી શિક્ષાના ભયથીજ લાંચ નહિ લે તેમાં તે મોટો વાઘ મારતો નથી. પણ ન્યાયની અને સત્યની દૃઢ લાગણીથી જે હજારો રૂપૈયાને માટી સમાન ગણે છે તેજ ખરો વીરલો છે. પહેલાને તો ઉલટો બાયલો કહીએ તો ખોટું નથી.

પુષ્પનું દષ્ટાંત સમજવાને માટે સુરજફુલ લઇશું તો વધારે સહેલથી સમજ પડશે. એ ફુલની દૃષ્ટિ હંમેશ સુરજ ભણીજ રહે છે તે પ્રમાણે માણસે અંતરમાં જે અવિનાશિ ચૈતન છે તેની ભણીજ એકલક્ષ રાખવું જોઇયે. જેમ સૂર્યફુલને સુરજ, તેની ભક્તિ-દૃઢ, અખંડીત ભક્તિ જોઇને બળ સિંચન કરે છે અને તેનું

સૌંદર્ય ઉપર ખેંચી લાવીને પ્રગટ કરે છે તેમ જીવને એ ચૈતન્ય કરશે. નિત્ય અને શાશ્વત હોય તેજ નિત્ય અને શાશ્વતને એમ કરવાને સમર્થ છે. અત્યંત ઉત્કંઠિત–આતુર રહેવાનું કહ્યું છે તે અ-મરતા ને માટે, એટલે અમરતા કંઈ મેળવવાની નથી, તે તો છે પણ એ અમરતત્વ આસપાસના વળગેલા ઉપાધિઓથી ફરી ફરી જન્મ મરણને આધિન હોય એમ દેખાય છે, તો તે ઉપાધિઓથી મુક્ત થવું એ અમરતા છે. જન્મ મરણના ત્રાસથી મુક્ત થવાની તિવ્ર આતુરત હોવી જોઇયે, એટલે મુમુક્ષુની ખરી સ્થિતિ–અવસ્થા થયલી હોવી જાઇયે.

બૃહદારણ્યક ઉપનિષદમાં સંસારની વિનાશી વસ્તુની–તેના વિ-નાશી વિષયોથી મળતાં વિનાશી સુખોની ઇચ્છા નહિં રાખતાં માત્ર મોક્ષનીજ ઇચ્છા રાખવી એમ કહેલું છે. નિરાલંબ ઉપનિષદ તો એથી પણ આગળ જાય છે અને કહે છે કે એ પણ અંતે ઇચ્છા છે અને તેથી તેની પણ ઇચ્છા નહિં રાખવી અને ઇચ્છાની ઇચ્છા રાખવી એ પણ ધટિત નથી. ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે મુક્તિ થાય કેમ ? તેનો ઉત્તર એમ છે કે કોઇ વૃક્ષ ઉપરનું ફળ જરા પણ ઇચ્છા નથી રાખતું અને શાંત ચિત્તે પોતાનું જીવન ચાલવા દે છે તો તે પરિપકવ થાય છે અને સમય આવે છે ત્યારે એની મેળેજ વૃક્ષથી છુટું થઇ પડી જાય છે તેમ. ઇચ્છા એ એક સૂક્ષ્મ દેહનો વિકાર છે અને તે વિકાર જ્યાં સુધી નાશ નહિં પામે ત્યાં સુધી દેહ વળગેલી રહેવાની, તેટલા માટે સદાય પ્રસન્ન ચિત્તથી નિસ્પૃહ રહીને એકજ લક્ષમાં નિમગ્ન થવું અને તેમ થતાં કોઈ પણ જાતનું લેપન અથવા વળગણુ છેવટે રહેશે નહિં. કીડો ભમરી થવાને ઈ-

ચ્છા રાખતો નથી પરંતુ ભમરીનાજ ધ્યાનમાં ને ધ્યાનમાં લીન થયલો રહે છે તો સમય આવતાં તે કીડો ભમરીરૂપ બણે છે.

**૯ જે તારી અંદર છે તેનીજ માત્ર ઈચ્છા રાખ.**

**૧૦ જે તારી બહાર છે તેનીજ માત્ર ઈચ્છા રાખ.**

**૧૧ જે અલક્ષ્ય છે તેનીજ માત્ર ઈચ્છા રાખ.**

**૧૨ (અ) કેમકે તારામાં વિશ્વનું જ્યોતિ છે–તે એકજ જ્યોતિનો માર્ગ ઉપર પ્રકાશ પાડી શકાય છે. તારા અંતરમાં તેને જોવાને જો તું અશક્ત છે, તો બીજી જગાએ તેને સારૂ જોવું નિષ્ફળ છે.**

**(બ) તે તારી બહાર છે, કેમકે જ્યારે તું તેને પહોંચે છે ત્યારે પોતાનો તેં લોપ કીધો છે.**

**(ક) તે અલક્ષ્ય છે, કેમકે તે સદાય દુર હટતું જાય છે, તું પ્રકાશમાં પ્રવેશ કરીશ પણ જવાળાને તું કદી સ્પર્શ કરશે નહિં.**

આ નિયમોનું આ એક બીજું મંડળ છે, નિયમ ૯ નો નિયમ ૧૨ ના (અ) સાથે, નિયમ ૧૦ નો (બ) સાથે નિયમ ૧૧ નો (ક) સાથે સંબંધ છે

નિયમ ૯ મો નિયમ ૧૨ (અ) સાથે વાંચવાનો. જે તારી અંદર છે. અંદર છે તે કયાં ? શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૮ માં અધ્યાયના ૬૧ માં શ્લોકમાં કહ્યું છે કે " હે અર્જુન, ઇશ્વર સઘળા જીવોના–ભૂતોનાં,–પ્રાણીઓનાં હૃદયમાં રહે છે અને પોતાની માયાવડે સઘળા જીવોને ચક્કર ઉપર ચડેલા હોય તેની પેઠે ફેરવ્યાં કરે છે. સંસ્કૃતમાં ભૂતોનાં હૃદયમાં લખેલું છે એ ભૂત શબ્દ વિજ્ઞાનમય કોષ વાચક છે, એ વિજ્ઞાનમય જીવ છે. એ વિજ્ઞાનમયનું ઉપાદાન કારણ અંતર્યામિ છે. એ વિજ્ઞાનમય કોશ હૃદયમાં રહે છે. અંત-

ર્થામિ, હૃદય કમળમાં વિજ્ઞાનમયને આકારે વિકાર પામે છે. (જુઓ ગુજરાતી પંચદશિ પ્રકરણ ૬ શ્લોક ૧૭૧–૧૭૪). ત્યારે તે હૃદયમાં છે. જ્યાં તે હોય ત્યાંજ તેની ખોળ કરવી જોઇયે. માણસનાં શરીરમાં હૃદય છે માટે તે તારી અંદર રહેલો છે. તે અંદર છે એ કેમ જાણ્યું ? ત્યાં તે મહાન્ જ્યોતિ પ્રકાશે છે ને જે પ્રયત્ન કરે છે તેને તેનાં દર્શણ ત્યાંજ થાય છે. જે માણસ એ સ્થાનમાં નહિ જોતાં તેને બીજે બધે ધુંડવા જાય છે તેનો શ્રમ નિષ્ફળ છે, કેમકે બીજી કોઇ જગે તેનાં દર્શણ થવાનાં નથી. ઇશ્વિર સર્વ વ્યાપક છે તો બીજે દર્શણ કેમ નહિં થાય ? આત્મા એજ પરમાત્મા અને પરમાત્મા તેજ આત્મા છે. પ્રથમ આત્માનું સ્વરૂપ જણાય તો પછી પરમાત્માનું જણાયુંજ. પરમાત્મા–ઇશ્વિર અનંત કોટિ સૂર્ય ચંદ્રના તેજને ઝંખવી નાખે એવું જ્યોતિ છે અને તે જ્યોતિ વિસ્તીર્ણ સઘળે વ્યાપી રહેલું છે. તે પ્રત્યક્ષ છતાં સમજાતું નથી. આ વાત સમજવાને આપણે પ્રયત્ન કરીશું. પરમાત્માના સંબંધે જે કાંઈ દૃષ્ટાંત લઇશું તે અપૂર્ણ અને દોષ વાળું તો દેખાશે, પરમાત્મા ઉપમાંથી પર છે એટલે સર્વ રીતે સરખામણી થઇ શકે એવું દૃષ્ટાંત ક્યાંથી મળે ? અરણીમાં અગ્નિ રહેલો છે પણ તે જણાતો નથી ઘર્ષણથી એક જગે તેનું તેજ એકઠું થાય છે તો તે સ્વરૂપધારી બહાર પ્રગટ પડે છે. જ્યાં સુધી રૂપ ધારી બણીને તેજ સંચોક પામે નહિં ત્યાં સુધી તે પ્રત્યક્ષ દેખાય નહિં. તેટલા માટે પરમ, સર્વ વ્યાપક જ્યોતિ, આપણી સમિપ છતાં વિસ્તીર્ણતાને લીધેરૂપ રહિત છે તેથી તે આપણને પ્રત્યક્ષ દેખાતું નથી, પરંતુ હૃદયમાં અને વિજ્ઞાન મય કોષમાં તે સંકોચિત થઈ રહે છે ત્યારે કંઇક રૂપ ભાસમાન થાય છે, માટેજ હૃદયમાં તે જણાશે અને બીજે નહિ જણાય એમ

એક બીજું દૃષ્ટાંત લઇશું–સૂર્ય નારાયણ સાક્ષાત્ ઇશ્વરની મૂર્ત્તિ છે, એનાં કિર્ણ અને તેજ સર્વત્ર પ્રસરી રહ્યાં છે. હવે સૂર્યકાચ નામનો કાચ આપણે લઇશું. અને તેની અંદરની બાજુએ ઉજ્વળ વસ્ત્રનો કકડો ઘડી વાળી રાખીશું તો એ કાચદ્વારા સુરજનાં કિર્ણ એ વસ્ત્રની ઘડી ઉપર એકત્ર થશે અને પછી તે જગાએ સૂર્યનું બીંબ –પ્રતિબિંબ પ્રસરશતું જણાશે. કાચ તે આપણી દેહ સમજવાની છે વસ્ત્રનો કકડો તે દશ્ય સમજવાનું છે. એ હૃદયમાં મનની એકાગ્રતા કરતાં પરમાત્મારૂપી સૂર્યનું પ્રતિબિંબ પ્રકાશ થશે–અંતરમાં જોશે તેને જણાશે એમ કહેવાનું તાત્પર્ય આ ઉપરથી, સહજ સમજાશે. કાચ નહિં હોય ત્યાં સૂર્યનું પ્રતિબિંબ પડશે નહિં, એટલે અંતરમાં પોતાને વિષે નહિં નિરખતાં બીજી જગ્યાએ જોવું એ વ્યર્થ છે.

જે તારી બહાર છે તેની તું ઇચ્છા કર–પ્રથમ અંતરમાં જોવાનું કહ્યું–હવે બહાર જોવાનું કહે છે. ઇશ્વર અનંત છે, સર્વવ્યાપક છે, બ્રહ્માંડમાં એક પણ પરમાણું એવું નથી કે જેમાં તેનું તેજ રહેલું નથી. માત્ર અંતરમાં રહેલો છે. એમ કહેતાં તેનું અનંતપણું જતું રહે છે. નિરાકાર છતાં તે સાકાર બની રહે માટે તેનો ખરો ખ્યાલ માણસને બરાબર આવે માટેજ આ સૂત્ર અથવા નિયમનું અહિં કથન છે. તે એટલે પરમેશ્વર અંદર છે, ઉપર છે. આગળ છે, પાછળ છે, બાજુએ છે, સંધે છે, એમ સર્વત્ર જયારે નિરિક્ષણ થાય. ત્યારેજ અનંત સમજાય, જેમ જેમ તે સમજાય તેમ તેમ પોતાનાં સર્વ કાર્યમાં હોંસ અને ઉમંગની વૃદ્ધિ થતી જાય, કારણ કે હવે સમજાતું જાય છે કે જે કાંઇ થાય છે તે તેનેજ વિષે થાય છે, અને તેથી તેનેજ સર્વ અર્પણ છે. તેને વિષે જો સર્વ થાય છે, તો પછી

માણુસે પ્રત્યેક કર્મ, કાર્યાંક, વાચીક અને માનસિક કરતાં કેટલો-બધો વિચાર કરવાનો છે તે કહેવાની જરૂર નથી. તેની સાથે દૈવી નિયમથી તેનેજ સર્વ અર્પણ છે તો પછી માણુસે એ યજ્ઞમાં નહિં હોમતાં કાંઈ પણ પોતાને માટે પોતે ખેંચી લેવું, એ કેટલું દોષ ભરેલું છે, અને ઉન્નતિક્રમમાં હાની કરનારૂં છે. વળી સંકોચીત પણામાં દુઃખ રહેલું છે. સાચું સુખ, સાચી શાન્તિ તો માત્ર નિરાકાર અને અનંતમાંજ છે અને તેથી જે શોધવાનું છે, જેનો અનુંભવ કરવાનો છે, તે તે તત્ત્વ છે. અને તે તત્વજ સત્ય છે. એ નિયમમાં સુચવ્યા પ્રમાણે કરતાં પોતાનો લોપ થાય છે. પોતાનો લોપ થાય છે એટલે પોતાપણું ભુલી જવાય છે–હુંપણું જતું રહે છે, તું તેને પહોંચી શકે એમ નથી એમ કહેવાનો હેતુ એ છે કે તે અનંત છે, એટલે તું આગળ ને આગળ ચાલ્યો જાય તો પણ તે તારાથી આગળ છે, અને તેનો અંત આવતો નથી. જો એ અનંતમાં તું પડયો તો તું પોતેજ ખોવાઈ જાય છે. ખોળનારો ખરેખર ખોવાઈ ગયો. ખોળવું, ખોળવાની વસ્તુ અને ખોળનારો, એ ત્રણની ત્રીપુટી કહેવાય છે, અને તે જ્યાં ભેદદ્રષ્ટી રહેલી છે, ત્યાંજ હોય છે. જ્યાં ભેદ મીટી જાય ત્યાં ખોળવાનું રહેતુંજ નથી અને ખોળનારો અને ખોળવાની વસ્તુ પણ દેખાતાં નથી. જ્યાં સુધી અજ્ઞાનનો કીંચીત પણ પડદો છે–તેનું કીંચીત પણ આવરણ છે ત્યાં સુધી આ ભેદની વીટંબણા સતાવે છે. સિંહ અને તેની પાણીમાં પડેલી છાયા અથવા છબી પાણી છે ત્યાં સુધી જુદાં જણાય છે. પાણી ઉડી જતાં માત્ર સિંહ એક પોતેજ સ્વતંત્ર રહે છે.

નિયમ ૧૧ મો–ઉપર જે કથન કરવામાં આવ્યું છે તેથી ઘણે ભાગે સમજાય છે. જે અલભ્ય છે તેનીજ માત્ર ઇચ્છા રાખ–તે

અલભ્ય છે. એટલે નહિં મળી શકે એવું છે. જેમ જેમ તું તેને પકડવા–ગ્રહણ કરવા જઇશ. તેમ તેમ તે તારાથી ખસીને દુર જશે. જો તેને પકડી શકાય તો તેનું અનંતપણું જતું રહે. તે રૂપવાન–સાકાર–સંકોચીત–સ્થિતિસ્થાપક થાય. તેમ થતાં પરમાત્માપણું, કયાં રહે ? તેને કાળ અને આકાશનો બાધ નથી–તે અલભ્ય છે, મળી શકતુંજ નથી, પ્રાપ્ત થવું અશકય છે તોપછી પ્રયત્ન કરવું નિષ્ફળ છે એ પ્રશ્ન ઉઠે. અહિં અલભ્ય શબ્દ બહુજ ગૂઢ મર્મ દર્શાવે છે. આપણે જો કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાની છે તો તે આપણાથી જુદી છે. દેહધારી જે માણસ છે તેને તેજ દેહ પ્રાપ્ત કરવાની હોય શકે ખરી ? નહિંજ. એ દેહતો છેજ. તેમજ જીવ અને શિવ–અને આત્મા અને પરમાત્માની જયાં નિર્ભેદ ઐકયતા છે ત્યાં એક અને બીજાપણું જતું રહે છે અને એકે બીજાને પ્રાપ્ત કરવાનો છેજ નહિં જીવ અને ઇશ્વરમાં ભેદ શું દેખાય છે. વિદ્યાથી વિંટલાગલો તે ઇશ્વર અને અવિદ્યા અથવા અજ્ઞાનથી વિંટલાયલો તે જીવ. અવિદ્યા અને અજ્ઞાન એ શબ્દમાં પ્રથમ અક્ષર **અ** છે. **અ**નો અર્થ નથી થાય છે વિદ્યા જો છે તો ઇશ્વર. વિદ્યા જો નથી તો જીવ. જો અ એટલે અજ્ઞાન ટળી ગયું તો વિદ્યા રહે છે. અને વિદ્યા રહે તો વિદ્યાવાળો તેજ ઇશ્વર છે. ઘેટાંના ટોળામાં નાનપણથી ઉછરીને મોટું થયેલું વાઘનું બચ્ચું અજ્ઞાનથી એમ માને છે કે હું ઘેટું છું. એ અજ્ઞાન મટી જાય છે તો તેજ વેળા તે સમજે છે કે હુંતો વાઘ છું. માટે જ્ઞાન અને અજ્ઞાનનોજ ભેદ રહેલો છે. જીવ એજ શિવરૂપ છે. અને તેથી જીવે કંઇ નવીનરૂપ–શિવનું રૂપ મેળવવાનું–પ્રાપ્ત કરવાનું નથી અલભ્ય શબ્દમાં આ મહાન્ ગૂઢ અર્થ સમાયલો છે.

તું પ્રકાશમાં પ્રવેશ કરીશ પણ જવાળાને તું કદિ પણ સ્પ–

ર્ષ કરીશ નહિં, આ શિક્ષણ ઘણુંજ અગત્યનું છે. માણસના હૃદયમાં જે જ્યોતિ વિરાજે છે, તે એક દીપક–દીવાની–શિખા–જ્વાળારૂપે ઝળકે છે. એનો પ્રકાશ સર્વત્ર વ્યાપી રહેલો છે. એ દીવાની શિખાનાં પ્રથમ દર્શન થાય છે. અને તે દર્શન થાય છે ત્યારેજ પોતાનું સ્વરૂપ–પરમાત્માનું સ્વરૂપ સમજાય છે. એ જે જ્યોતિ પ્રકાશે છે તે સર્વત્ર અનંત–અખંડીત–એકરસ છે, અને તેના તેજમાં તું પ્રવેશ કરે છે. એટલે તેમાંજ તું લીન થાય છે. અને પછી એ દીવાની શિખા રહેતીજ નથી. તે રહેતીજ નથી તોપછી સ્પર્ષ શેનો થાય. જ્યાંસુધી એકરસમાં તલ્લીનતા નહિ થાય, ત્યાં સુધી દીવાની જ્યોત જણાય. ( જેમ થતાં સમુળું દ્વૈત ટળતું નથી ) તો તે જણાય ત્યાંસુધી તેની અને જોનારની વચ્ચે અંતર રહેશે, રહેશે ને રહેશે. તેની શક્તિ, તેનું તેજ અનંત છે. તે તેજમાં તારે જેટલે લગી જવું હોય તેટલે લગી જજે. પરંતુ તે દીપકની જ્યોત તો તારી સામેને સામેજ પ્રકાશશે. પણ જો તું એ દીવાની શીખામાં-જ્યોતિમાં પ્રવેશ કરવા જશે તો શું પરીણામ આવશે? તું પોતેજ ખોવાઈ જશે. તેજમાં તેજ ભળી જશે. દીવાની જ્યોત જોનારો જુદો કોઈ રહેવાનો નથી. માટે તે જ્યોતિનો સ્પર્ષ થવાનો નથી એમ કહેલું છે.

**૧૩ અતિ ઉત્સાહથી–ઉત્કંઠાથી શક્તિની ઈચ્છાકર.**

**૧૪ શાન્તિની તિક્ષણ ઈચ્છાકર,**

**૧૫ સૌની ઉપર (સર્વથી પહેલી) સંપત્તિની સંમૃદ્ધિની ઇચ્છાકર.**

**૧૬ (અ) પણ એ સંપત્તિ–સંવૃદ્ધિ માત્ર પવિત્ર જીવાત્માની જ હોવી જોઇએ**—અને તેથી સઘળા પવિત્ર જીવાત્માની

પાસે સમાન હોવી જોઇએ અને એ પ્રમાણે સમસ્તની તે ખાસ સંપત્તિ થવી જોઇએ. પણ જ્યારે તે સર્વ એકત્ર થાય ત્યારેજ. પવિત્ર જીવાત્મા જેવી સંપત્તિને રાખે તેવી સંપત્તિને માટે ક્ષુધાતુર થા કે જેથી જીવનનું જે એકત્ર ચૈતન્ય તે ખરો તું પોતે છે. તેને માટે તું ધનનો સંચય કરે, **ब** જે શાન્તિની તું ઇચ્છા રાખશે તે તે પવિત્ર શાન્તિ હોવી જોઇએ કે જેનો ભંગ કશાથી નહિ થઇ શકે અને જેમાં સ્થિર–બહુ ઉંડા પાણી નહિં હોય, એવા જળાશયમાં પવિત્ર પુષ્પની પેઠે જીવની વૃદ્ધિ થાય છે. (**क**) અને જે શક્તિની શિષ્ય અભિલાષા રાખશે. તે તે છે કે જે મનુષ્યોની દૃષ્ટીમાં તે કંઇ જ નથી એવો તેને દર્શાવશો.

નિયમ ૧૩નો સંબંધ નિયમ ૧૬ **अ** નિયમ ૧૪ નો ૧૬ **ब** અને નિયમ ૧૫ નો ૧૬ **क** સાથે છે.

શક્તિની ઇચ્છા કરવાનું કહ્યું છે તે બેશક શિષ્યને શક્તિની આવશ્યકતા છે.

જો કંઇ પણ મેળવવું છે તો મેળવવાની શક્તિ હોવી જોઇએ એકજ વૃક્ષ ઉપર બે પક્ષીઓ બેઠેલાં છે. એક સંસારમાં મોહિત થઈ પોતાના કર્મનાં ફળોને ચાખે છે. અને બીજું માત્ર દ્રષ્ટાની પેઠે રહે છે. પહેલું શક્તિહીણ છે. અને બીજું શક્તિવાળું છે. એ બીજા પક્ષીમાં જે શક્તિ છે તે શું છે? તે સબળ છે અને તેની પાસે સર્વ જે જોઇએ તે છે. બીજું નિર્બળ છે. નિર્બળને સબળની શક્તિ મળવી જોઇએ. એ શક્તિ સંસારનાં મનાતાં સુખો–પૈસો–સત્તા ઇત્યાદિક નથી કેમકે તે નાશવંત છે, અને ખરાં સુખ નથી, જેને સુખ કરીને માની લેવામાં આવે છે, તે સુખ નથી પણ

ક્લેશ અને દુઃખરૂપ છે. વિષયથી મનાતાં સુખો વિષયમાં અત્યંત આસક્ત થવાથી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન કરે છે. એનો ભોગ જો સુખરૂપ હોય તો તેમાંથી દુઃખ કેમ થાય ? ગુલાબના છોડમાં ગુલાબજ થાય. આંબાને જે ફળ આવે તે કેરીજ આવે, અને તેમાં થી ઇંદ્રવારણાનાં ફળ નહિં નીકળે. શિષ્ય સત્ય સુખને શોધે છે અને સંસારમાં મનાતાં સુખ તે માગતો નથી. એક પદમાં કહ્યું છે કે.

" વિશ્વ વિશે તે વિલસે અનેકો, સંપત બહુ શોભન. જોને જીવ ટુંકું છે તારૂં જીવન. "

સંસાર માંહી આશ છે મોટી, સમાય ચૌદ ભુવન. જોને જીવ–
આશ ન સધી ફળતાં દુઃખો તે, માને સદા નિર્ધન–જોને જીવ–
એકેક શોધતાં જન્મ અનેકે, થાય ન સહુ સંપન્ન–જોને જીવ–

સંસારમાં મોહિત થએલો જીવ નવી નવી આશા કરે છે એ આશાનો પારજ આવતો નથી અને તેમાંની પરી પૂર્ણ રીતે એક સંપાદન કરતાં અનેક જન્મ લાગે છે. તો બધી આશાઓ એક જન્મમાં ક્યાંથી ફળીભુત થાય ? અને તે ફળીભુત નથી થતી એ મોટું દુઃખ છે. આખી પૃથ્વીનું રાજ મળે પણ તેથી તૃપ્તી અને સંતોષ વળતાં નથી. એ બધાંની લાલસા તો જુઠો મોહ છે. ત્યારે એ મોહથી છુટવાને પ્રયત્ન કરનારો જીવ એ મેળવવાને તો શક્તિ નહિંજ માગે. જન્મ મરણને જીતવાની, દિવ્ય પદ પ્રાપ્ત કરવાની, સત્ય સુખ અથવા આનંદ પ્રાપ્ત કરવાની ટુંકામાં ત્રીવીધ–એટલે ત્રણ પ્રકારના દુઃખ ટાળવાની શક્તિ તેને મેળવવી જોઇએ–હંસને ઉંચે ઉડવાની શક્તિ જોઇએ છીએ. અધોમનની માગણીઓ અહિં નથી. સઘળા પવિત્ર જીવાત્માને તે સામાન્ય છે. એ સંપત્તિ માત્ર પવિત્રનીજ

હોવી જોઇએ એમ કહ્યું છે. તેથી અધોમનના વિકારની મલીનતા નહિં હોય તેવીજ વાત અહિં સમજવાની છે. વળી સર્વને સામાન્ય કહેલું છે. તેમાં મોટો અર્થ રહેલો છે. એ શક્તિનો ઉપયોગ સ્વાર્થ સાધવાને માટે કરવાનો નથી. જે જે જીવનમુકતો થઈ ગયા છે તેઓને એ શક્તિ પ્રાપ્ત થએલી છે પણ તેનો ઉપયોગ તેઓ સમસ્ત જગતના કલ્યાણને અર્થે કરે છે, અને તેમજ એ શક્તિ તારે જો જોઇએ છે તો તેજ અર્થ સિદ્ધ કરવાને માટે તું ઇચ્છા કર. એમ કરશે તો સ્વાર્થની મલીનતા ટળી ગએલી છે તેથી ઇચ્છા પાર પડયા વિના રહેશે નહિં. પરમાત્માના પ્રતાપ અને પરમ મહિમાવાળા તેજની ઝાંખી કરનાર જગતમાં તેનાં કાર્ય કરનારા હોવા જોઇએ.

આવી શક્તિની પ્રાપ્તિ કરવા માટે પહેલું પગલું શાન્તિનું છે. એ શાન્તિ પણ પવિત્ર અને નહિ ભંગ થઇ શકે તેવી છે-જેઓ સંસારના ચોગરદમ ગાજતા-નિરંતર ગાજતા કોલાહલમાં મચી રહેલા છે, જેઓ મોટાં મોટાં ઉછળતાં મોજાંઓનાં સમુદ્રમાં ધસડાય છે તેઓને મનની સ્થિરતા કવચીતજ હોય. જેનું લક્ષ બહાર છે, જે બહારના અવાજો સાંભળે છે, જેઓ બહારના રંગોથી મોહ પામે છે, તેઓના અંતરમાં અતિ ચંચળતા રમી રહેલી છે માટે આ શાંતિ બહારથી મળતી નથી પણ તે અંતરમાંજ શોધવાની છે. અંતરની વૃત્તિઓ ઉછળતી બંધ થવી જોઇએ. એ શાન્તિ વિવેક અને વૈરાગ્યવિના મળી શક્તી નથી. જ્યારે વિનાશી વિષયોનો મોહ જતો રહેછે જ્યારે કામનાના પ્રજ્વલીત અગ્નિઓ શાન્ત પડે છે, ત્યારેજ કાંઇ પ્રસંગ હાથ લાગેછે. એ શાન્તિ કેમ પ્રાપ્ત કરવી તેના સંબંધમાં બૃહદારણ્યક ઉપનિષદમાં દેવ તથા બીજાઓએ વિનતિ કર-

વાથી પ્રજાપતિ તેઓનું કર્તવ્ય શું છે તે સમજાવતાં કહે છે કે તમારી કામનાઓ-ઇચ્છાઓ-અંકુશમાં રાખો. વૃત્તિ ઉદાર રાખો. અને દયાભાવ રાખો. એજ શિક્ષણને દ્રઢ કરવા દૈવીનાદ થયો કે દ, દ, દ, એટલે દમ, દાન, દયા, આ ત્રણ દદામાં સર્વ કર્તવ્યનો સમાસ થાયછે. દાનનો સંકોચીત નહિં પણ વિશાળ અર્થ લેવાનો છે. આ ત્રણ દદા પ્રાણી માત્રઉપર પ્રેમ દર્શાવે છે. સ્વાર્થની વૃત્તિનો ત્યાગ-ભોગ આપવાની તત્પરતા પોતાના સમાન સર્વને જાણવા. ઇત્યાદિક સદ્દગુણોનો સંગ્રહ સૂચવે છે. મનની સમતૂલ્યતાનો બોધ શ્રીમદ્ ભગવદ્ગીતામાં સારી રીતે સમજાવેલો છે તેમજ શાન્તિને માટે પણ તેમાં ઉત્તમ શિક્ષણ છે. જે હમેશ અંતઃકરણમાં કોતરી રાખવા જેવું છે.

માણસ પોતાનું સંસાર વ્યવહારનું કાર્ય કર્યાજાય, પણ તે જો ઉપલા ગુણોથી સંપન્ન હોય તો તેને શાન્તિજ છે. હૃદય એ નાનું સરોવર-જળાશય છે, જેમાં શરીરમાં ઉછળતો પ્રાણરૂપી સમુદ્રનો ઉછળતો પ્રવાહ કંઇક અંશે રહેલોછે, તેમાંજ પવિત્ર પુષ્પ-જીવાત્માની વૃદ્ધિ થાય છે એ સ્થળમાં જો શાન્તિ થઇ તોપછી તે શાન્તિમાં જરા પણ ભંગ થતો નથી. એ પવિત્ર સ્થળની બલીહારી ઓર છે. તેમાં રહીને-સ્થીર રહીને જીવ પોતાના બહારના વ્યવહાર કરી શકેછે. અને તે વ્યવહાર-તે કર્મથી તે જરા પણ લેપાતો નથી એ પરમ પવિત્ર ગુફામાં યોગી આનંદમય સ્વરૂપે પ્રકાશે છે.

આવું પ્રયત્ન કરનાર લોકોની દ્રષ્ટીમાં કેવો દેખાશે ? સામાન્ય જનમંડળ સંસારના વિષયોને જોયછે, તેઓ એમ માને છેકે જેની પાસે પદ, સત્તા અને ધન છે ને મોટા માણસ છે, આસપાસની

સમૃદ્ધિ અને સંપત્તિમાં તેઓ લોભાયલા છે, અને તેમાંજ મોટાપણું સમજે છે. જીવની મોટાઈ કે હલકાઈ તો તેના ગુણ ઉપર રહેલીછે પણ એ ગુણની ગણના નથી, તેની કિમત્ત નથી. નરમ સ્વભાવનો માણુસ માલ વગરનો ગણાય છે. શિષ્યે સંસારમાં મોટી ગણાતી મીરાંતને છોડી દેવાની છે, અને સદ્‌ગુણની અમુલ્ય સંપત્તિ જે સ્થુળ દ્રષ્ટીએ દેખાતી નથી અને જેના પરીક્ષક કોઇકજ હોયછે, જે સમ્પાદન અને સંગ્રહ કરવાની છે, જેની પાસે બહારની રીદ્ધી સિદ્ધી નથી જેના તાબામાં લોકો નથી એટલે જેને લોકોઉપર સત્તા અથવા અધિકાર નથી તે મીલકત વિનાનાની ગણના ઉંચા–મોટામાં ક્યાંથી થાય ? તે જેની પાસે નથી તેને તો લોકો કાંઇજ લેખામાં ગણે નહિં. એ વાત સંસાર વ્યવહારમાં સ્વાભાવિક છે, માટે એવો શિષ્ય લોકોની દ્રષ્ટીએ કંઇજ ગણતીમાં નથી. આજે આપણે જોઇએ છીએ કે મોટા વિદ્વાનો જે ખરા માનને પાત્ર છે તેઓ મૂર્ખ ધનાઢ્યોની ખુશામત કરે છે. અને કોઇક વેળા તીરસ્કાર પણ પામેછે. આ પ્રમાણે જગતમાં મનાતી, વિદ્યાના પાત્રની અવસ્થા આવેલીછે તોપછી શિષ્યની તો વાતજ શી કરવી.

પરંતુ શિષ્ય જે વિદ્યા સમ્પાદન કરવા મનન કરી રહ્યોછે તેતો યોગવિદ્યા છે. જેનો મહિમા અને પ્રતાપ અંશિજનોજ જાણેછે યોગવિદ્યાથી બળની વૃદ્ધિ હોયછે. અનેક પ્રકારની સિદ્ધિઓ એથી પ્રાપ્ત થાય છે કે જે સિદ્ધિઓ અત્યંત ચમત્કારીક હોયછે. એ ચમત્કારો જોવાને જનમંડળનો મોટો ભાગ–આતુર રહેછે અને તેથી લાભ મેળવવાની ઇચ્છા રાખે છે. પરંતુ જે ખરા યોગી છે તે પોતાની શક્તિ બીજાઓને દર્શાવતા નથી, બીજાના કૌતુહલને માત્ર તૃપ્ત કરવા માટે તેઓ કદિપણ વિચાર રાખતા નથી.

આથી કરીને એવા માણસોની બીજા સ્પૃહા રાખતા નથી. એનાથી ઉલટું વર્તનારા જે ચમત્કારો બતાવવાને હમેશ આતુર અને તત્પર હોય છે તે ખરા યોગવિદ્યાના જાણનારા નથી. તેઓનો માર્ગ કેવળ જુદો છે, ખરી યોગવિદ્યા તેજ આધ્યાત્મિક વિદ્યા છે અને એ આધ્યાત્મિક વિદ્યામાં દુનીઆની સર્વ વિદ્યાઓ સમાઇ ગએલ છે, સંસારના વિષયોથી જે વિમુખ થાય તેજ એ વિદ્યાના અધિકારી છે અને જે વિમુખ થયો તેને સંસાર લેખે નહિ એના આશ્ચર્ય જેવું નથી.

**૧૭ માર્ગને શોધી કહાડ.**

**૧૮ અંતરમાં પાછા હઠીને માર્ગને શોધ.**

**૧૯ હીંમતથી બહાર આગળ આવીને માર્ગને શોધ.**

ઉપર જેજે કહેવામાં આવ્યું છે તેતે સઘળું અહીં લાગુ પાડવાનું છે. આ જે માર્ગ શોધવાનો છે તે સત્ય શોધવાનો માર્ગ છે સત્ય માત્ર આત્મા કે જે પરમાત્મા છે તે છે, અંતરમાં ઉતરીને જો અને ત્યાં તને એ માર્ગ જણાશે. જ્યારે હૃદયરૂપી ગુફામાં—એકાંત સ્થળમાં જીવ મૌન્ય ધારણ કરી બેસે છે ત્યારે કેવળ શુન્યાકાર છાઈ રહે છે; સંસારવ્યવહારનો સ્પર્ષ અથવા નાદ ત્યાં હોતો નથી. કેવળ ચુપકી છાઇ રહે છે. એ નિઃશબ્દતામાંથી શબ્દ ઉઠે છે. એ શબ્દ દૈવી છે. બહારના કોલાહલમાં તે સંભળાતો નથી. તે કોલાહલનથી માટે તે સંભળાય છે અને તે સંભળાય છે કે માર્ગ જડે છે માટે અહીં કહ્યું છે કે અંતરમાં પાછા હઠીને જો એટલે અંતરમાંથી બહાર નીકળીને તેં બહારની સૃષ્ટી સાથે સંબંધ ગાઢો કીધો છે તે સંબંધને તે વળગણને છોડીદે અને તારૂં ઠરવાનું જે મુખ્ય ઠેકાણું તે ઠેકાણે પાછો જા—

જો તું બહાર નીકળે છે તો બે ધડક થઇને બહાર આગળ આવ, હીમત રાખવાની છે, કેમકે તને કોઈ પણ પ્રકારનો ભય બાધકરી શકે તેમ નથી, બહાર માર્ગ શોધ તે કેવી રીતે ? જ્યાં જ્યાં તારી-દષ્ટી પડે ત્યાં ત્યાં તારે વિવેકનો ઉપયોગ કરી સાર ગ્રહણ કરવો, જેજે રૂપો નજરે પડે છે. તે તે રૂપોમાત્ર છોલ–કાચલાં છે અને ખરૂં તત્વ તેની ભીતરમાં છુપાએલું છે, એ તત્વ જ્યાં જોશે ત્યાં–અનેક જુદાંજુદાં શરીરોમાં—રૂપોમાં એકજ ભાસે છે; તારા પોતાના માંહે જે સત્ય તત્વ પ્રકાશી રહેલું છે, તેજ સત્ય તત્વ બધાની અંદર પ્રકાશે છે અને એ પ્રમાણે બહાર તું જોઈને શોધ કરશે તો ખરો માર્ગ જણાયા વિના રહેવાનો નથી, અંદર અને બહાર બન્નેને એક કરી નાંખવાનાં છે, વળી બીજી રીતે સમજવાનું પણ એ છે કે મૈત્રાયણ બ્રાહ્મણોપનિષદમાં જેમ કહ્યું છે તેમ સાક્ષાત સૂર્યનારાયણ ભગવાન જે પરમાત્માનીજ મૂર્ત્તિ પ્રગટ પ્રકાશે છે તેમાં જે પુરૂષ બીરાજે છે તેજ પુરૂપ માણસના હૃદયની મધ્યે બીરાજે છે અંતર જોતાં અંદરની મૂર્ત્તિનો પ્રકાશ પડશે અને બહાર જોશે તો ત્યાંપણ પરમ પુરૂપનીજ મૂર્ત્તિ છે. તને ઉપદેશ કરવા વાળો તને માર્ગ દેખાડવાવાળો આવી રીતે તું પોતેજ છે અને બીજો કોઈ નથી

૨૦ (अ) કોઇપણ એક રસ્તે તેને નહિં શોધતો. પ્રત્યેક પ્રકૃતિને માટે એક રસ્તો છે જે અત્યંત ઇચ્છવા જોગ જણાય છે,

મનુષ્ય માત્રનાં સ્થૂળ શરીરના બંધારણમાં એકજ તત્વો સમાયલાં છે એ વાત ખરી છે તે છતાં સઘળાં મનુષ્ય સરખાં નથી, આનું કારણ તેઓનાં પૂર્વ જન્મનાં કર્મ છે. પ્રત્યેકની વાસના બીજાઓથી જુદી હોય છે, અને જ્યારે નવો જન્મ લેવાનો સમય આવે છે, ત્યારે કર્મના અધિષ્ટાતા દેવતા તેને લાયક જગ્યાએ જન્મ

આપે છે. તેમ કરવામાં તેનાં કર્મ તથા તેની વાસનાનો સંપૂર્ણ વિચાર થાય છે, બધાની નૈતિક અને અધ્યાત્મિક વૃત્તિઓ સમાન હોતી નથી. પ્રત્યેકમાં કંઈ કંઇ પણ ભીન્નતા હોય છે એટલે ગુણો-માં અને શક્તિમાં ભીન્નતા આવે છે. આ ગુણો અને શક્તિઓ પ્રત્યેકને સ્વભાવિક છે. "પ્રકૃતિ માટે" કહ્યું છે, તેથી સ્વભાવ સમજવાનો છે. એ સ્વભાવમાં સત્વ, રજ, અને તમ, એમ ત્રણ મિશ્ર છે. એ મિશ્રણમાં એ ત્રણ સરખે અંશે હોતાં નથી. અંશમાં મોટો તફાવત રહેલો છે. એ મિશ્રણને અનુસરીને માણસની ઈચ્છા અને રૂચી તેમજ વૃત્તિ હોય છે. સઘળાની રૂચી એક સરખી નથી માટેજ રસ્તા જુદા છે, એમ કહેવાનો અર્થ એવો છે કે માર્ગ–ધોરી માર્ગ–રાજમાર્ગ તો એક જ છે. પણ તે પ્રાપ્ત કરવાનાં સાધન પેટા માર્ગો જુદા જુદા છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ–પોતાના સ્વભાવ પ્રમાણે ચાલે છે. અને પ્રાણી માત્રતો ચાલેજ.

એ પ્રકૃતિ અથવા સ્વભાવને અનુકુળ નીજકર્તવ્ય છે, અને એ જે કર્તવ્ય તેજ ધર્મ. ૩૫મા શ્લોકમાં કહ્યું છે કે પારકા ધર્મ કરતાં પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તોપણ પોતાનો ધર્મ સારો છે, સ્વધર્મમાં મરણ થાય તે સારૂં પણ પારકો ધર્મ બહુજ જોખમ ભરેલો છે. કેટલાક જીવોને સાકર સ્વાદ લાગે છે ને તેને પુષ્કળ ખાય છે, અને પુષ્ટ બને છે. તેજ શાકર બીજા કેટલાક જીવો ખાય છે તો તેમને ઝેરરૂપ થાય છે, અને તેઓના તે પ્રાણ લે છે. નિરોગી અને રોગી બન્નેને એક સરખું અનુકુળ નથી, ગુણને આધારેજ ચાર વર્ણ થએલી છે અને પ્રત્યેક વર્ણનો ધર્મ જુદો છે આપણા શરીરના

અવયવ જોઈશું તો પ્રત્યેક અવયવનું કર્તવ્ય–તેનો ધર્મ બીજાથી બીજા છે માટે સ્વભાવને–પ્રકૃતિને અનુકુળ–રૂચે તેવો રસ્તો હોય ત્યારેજ આગળ વધાય છે.

એકજ રસ્તે શોધવાનું નથી. માર્ગ એક છે, છતાં તે મલવાના ઉપાય જુદા છે. પૃથ્વી ઉપર જુદા જુદા ધર્મ પ્રગટ થએલા છે. એ સઘળા એકજ સ્થળે લઈ જનારા છે, સર્વમાં સત્યને પામવાનું છે એ સત્ય જે આત્મા અથવા પરમાત્મા તે કાંઇ એકમાંજ સમાએલો નથી પ્રત્યેક ધર્મમાં તેના માત્ર અંશનું દર્શન થાય છે. પરીપૂર્ણ મૂર્ત્તિ કયાંહીં પ્રકાશતી નથી. કેમકે મન, વાણીને બુદ્ધિથી જે પર છે. જે અનંત છે, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, તે શબ્દમાં કેમ સમાય ? માટે જેમ વધારે અંશોનો લાભ મળે તેમ વધારે સારૂં, આપણે જે ધર્મ ઉપર શ્રદ્ધા હોય. અને જે માનતા હોઇએ, તે શિવાયના બીજા ધર્મનો તિરસ્કાર નહિં કરતાં તેને પણ માન આપવું અને તેમાંથી કાંઈ નવીન શિક્ષણ મળતું હોય, તો તે ગ્રહણ કરવું. એમ કરવાથી આપણને ઉન્નતિમાં આગળ વધવાને બહુ બળ મળે છે.

૨૦ (ब) પણ કામ ભક્તિથી, માત્ર ધાર્મિક ધ્યાનથી, ઉત્સાહી પ્રવૃદ્ધિથી, આત્મિક ભોગ આપતા પરિશ્રમથી, જીવનના અભ્યાસિક નીરીક્ષણથી, માર્ગ મળી આવતો નથી. એક પગલાંથી વિશેષ આગળ શિષ્યને એમાંનો કોઇપણ એક લઈ જઈ શકશે નહિ, સીડીની રચનામાં સઘળાં પગથીઆં જરૂરનાં છે,

કોઇપણ વસ્તુની પરિ પૂર્ણતા પ્રાપ્ત કરવી છે તો તેના એક ભાગને માત્ર સ્પર્ષ કરવો તે બસ નથી એટલાજ માટે મનુ ભગવાન કહે છેકે માણસ માત્ર એકજ ઇંદ્રિઉપર અંકુશ મેળવે તો તેથી કાર્યની

સિદ્ધિ નથી, સર્વ ઈંદ્રિયો વશ થવી જોઇએ અને તેમાંથી એક પણ ઈંદ્રિ જો છટકી જાય છે, તો એક નળી ઉઘળી જવાથી તે દ્વારા એ જળાશયનું સંગ્રહ કરેલું બધું પાણી ખાલી થઈ જાયછે. આ નિયમને અનુસરતું અહિં શિક્ષણ છે. એકલી ભક્તિથી સ્વરૂપની ઓળખ થતી નથી. અને સ્વરૂપની ઓળખ વિના મુક્તિ નથી તેમજ એકલું જ્ઞાન પણ બસ નથી, માત્ર જાણ્યું તેમાં શું થયું? ભક્તિ વિનાનું જાણવું શું ફળ આપે? ભક્તિ એટલે પ્રેમની પરીસિમા. ઉંચામાં ઉંચો પરિપૂર્ણ પ્રેમ તેજ ભક્તિ, પ્રેમવિના ઐકયતા હોયજ નહિં. તેમજ આપણે માત્ર કર્મ લઇએતો માત્ર કર્મ કરવાથી ઇચ્છીત સત્ય મળશેજ નહિં. આપણે તો કર્મથી પર જવાનું છે, માત્ર ધ્યાન પણ બસ નથી, ઇષ્ટ દેવની મૂર્ત્તિ હૃદયમાં સચોટ રહી. પણ તેથી સ્વરૂપનું પીછાન નથી. એતો મૂર્ત્તિમય છે, અને આપણે તો રૂપને છોડીને, રૂપને ઓળંગીને, અરૂપમાં જવાનું છે. શ્રીમદ્ ભગવદ્-ગીતાના ૯ મા અધ્યાયના ૨૩ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે કે હે કૌંતેય! જે ભરૂસો રાખીને ભક્તિથી બીજા દેવતાને ભજે છે, તે મનેજ ભજેછે. પણ રીતસર નહિં. આ પ્રમાણે વર્તવું એ એક ઇંદ્રિયનું સેવન કરવા જેવું છે. સમષ્ટીરૂપને નહિં સમજનારા એવા મનુષ્યો છે. બાંધેલા પાણીથી જે હેતુ સરેછે તેજ હેતુ ચોગરદમ ફરી વળેલાં પાણીથી સરેછે. સર્વત્ર પ્રસરી રહેલાં પાણીને મૂકી દઇને ખાબોચીઆંનાં પાણીનો ઉપયોગ કરવામાં ડહાપણ નથી. સંધ્યા તર્પણ આદિકને માટે ખાબોચીઆંનાં કે કુંડીના પાણી કરતાં નદીનું પાણી વિશેષ ઇચ્છવા જોગ છે, ઇષ્ટદેવ તેની શક્તિ પ્રમાણેનું ફળ આપે, પણ તેનાથી જે પરછે, જે અરૂપ છે, અનંત શકિત છે, અવિનાશી છે, પરમ સત્ય છે તેનું આપણને કામ છે.

માણુસ અત્યંત પરિશ્રમ કરે, પોથાં થોથાં બહુ ઉથલાવે, તો તેથી તે માત્ર પંડીત બને, પણ તેમાં શું થયું, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ના બીજા અધ્યાયના ૪૨ મા શ્લોકમાં કહ્યું છે કે વેદના વચનમાં પ્રીતી રાખનારા, મૂર્ખ અણસમજુ છટાવાળુ બહુ બોલે છે. તેઓ પંડીત તો દેખાય છે, કર્મ, દેવ, પૂજન, યજ્ઞની વાતો સમજે અને કરે પણ એ સર્વેથી સ્વર્ગની પ્રાપ્તીથાય, પણ જન્મ મરણનો ત્રાસ ટળતો નથી, કઠોપનિષદના બીજા વલ્લીમાં કહ્યું છે કે, આત્મા સમજાવ્યાથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિથી નહિં, અને બહુ શાસ્ત્ર સાંભળ્યાથી પણ નહિં, ભૂરો, ·તો, પીળો, વગેરે સાત મુખ્ય રંગ છે, તેમાંથી ગમે તો એક ને લઈને ઘુટયા કરીશું તો તેથી ધોળો રગ થવાનો નથી, ધોળો રંગ જો મેળવવો હોય તો એ સઘળાને તેના પ્રમાણમાં મિશ્ર કરવામાં આવે, અને પછી તે મિશ્રણ ઘુંટાય તો તેથી શુદ્ધ ધોળોરંગ પ્રાપ્ત થાય, એજ પ્રમાણે અહિં સમજવાનું છે,

બીજું પણ ધ્યાનમાં રાખવાજેવું છે કે સૃષ્ટીમાં અનેક વસ્તુઓનું અવલોકન થાય છે તેમાં એક પણ નીર્જીવ નથી. દ્રષ્ટાંત લઈશું કે વૃક્ષને પણ લાગણી છે. તે પ્રફુલ્લ થાય છે, કરમાય છે, પ્રોફેસર બોઝે શોધ કરી નિશ્ચય કરી આપ્યું છે કે ધાતુઓને પણ શ્રમ લાગે છે. અને ઝેર ચડે છે, બહારની વસ્તુઓના ગુણ દોષ જોવા, તેનું જીવન તપાસવું, એટલું પણ બસ નથી,

ભકિત આદિક જે જે કાંઇ કહ્યાં છે તેમાંનું પ્રત્યેક એક એક પગલું આગળ વૃદ્ધિ પમાડે છે. જેમકે કર્મ, કર્મથી કરીને માત્ર શુદ્ધિ થાય છે, પણ મુકિત મળતી નથી

સારાંશ એ છે કે સર્વની અગત્યતા છે. સીડીનાં એ સર્વ પગથીઆં છે. એ પગથીઆંનીજ સીડી બનેલી છે અને જેણે માળ–મેડા ઉપર જવું છે તેણે એ સર્વ પગથીઆંનો ઉપયોગ કરવો જોઈએ.

૨૦ ( क ) માણસોનાં દુર્ગુણ સીડીનાં પગથીઆં બને છે. કે જે એક પછી એક પગ મૂકી ચડી જવાનાં છે, માણસનાં સદ્‌ગુણો બેશક અવશ્યના પગથીઆં છે, અને તેને મુકી દેવાનાં નથી.

સામાન્ય રીતે જોતાં માણસ કેવળ નિર્દોષ નથી પ્રત્યેકમાં કોઈ પણ દોષ અથવા દુર્ગુણ રહેલો છે. દુર્ગુણને ગ્રહણ કરવા જોઇએ એમ અહિં સૂચના નથી તેમ દુર્ગુણ કેવળ નકામા છે. એમ સમજવાનું નથી ઉન્નત્તિક્રમમાં એ દુર્ગુણને પગ નીચે દાબી દઇને ઉપર ચઢવાનું છે, જેમ જેમ એક પછી એક દુર્ગુણ મુકાય છે–જીતાય છે–તેમ તેમ ઉપર ચઢાતું જાય છે અને તેથી અહિં સીડીના પગથીઆ તેને કહેલાં છે. દુર્ગુણનો પણ ઉપયોગ છે, જીવ પૃથ્વી ઉપર શિક્ષણ સમ્પાદન કરવા આવે છે, અને તેથી સારૂં અને નઠારૂં, સત્ કર્મ અને દુષ્કર્મ, સર્વનો તેને અનુભવ થવાની અગત્ય છે દુર્ગુણ માણસને દુખમાં દોરવી જઇને હાની કરે છે એમ જ્યારે જીવ જાણે છે, ત્યારે તેનાથી તે દૂર રહી ફરીથી તેમાં ફસાતો નથી. દુર્ગુણને જીતવામાં બળ જોઇએ છેએ. જેમ જેમ દુર્ગુણ એક પછી એક જીતાય છે, તેમ તેમ બળની વૃદ્ધિ થાય છે. બળવિના સિડીનાં પગથીઆં ચઢી શકાતાં નથી. ઘણાં પગથીઆં ચઢવામાં ઘણાબળની જરૂર છે, તેમજ સદ્‌ગુણોની પણ આવસ્યકતા છે, દુર્ગુણ ગયા તો તેની જગા ખાલી પડે, એ જગા ખાલી રહી શકિત નથી તે જગાએ જો સદ્‌ગુણ ગોઠવાઇ જાય તો પછી દુર્ગુણને ફરીથી ત્યાં ઘુસત

જવાની તક મળે નહિં. દુર્ગુણ અને સદ્‌ગુણ એ ગુણનાં બે સ્વરૂપ છે, ગુણનો જેવો ઉપયોગ થાય તેવું તેનું સ્વરૂપ જણાય, ગુણ એક હથીઆર છે જેમકે ખડગ—તરવાર એ ખડગનો ઉપયોગ નિરાધાર નિરપરાધીના રક્ષણ માટે પણ થાય, અને બીજો માણસને લુંટી લેવા, ખુન કરવામાં પણ થાય. એક ઉપયોગ પુણ્યનું કામ છે બીજો પાપનું કામ છે. સદ્‌ગુણને પણ પગથીઆં ગણેલાં છે. સાધારણ અર્થ ખુલ્લો છે કે તે સીંડીનાં પગથીઆં છે અને તેથી તેને પણ પગ નીચે દાબીને તે ઓળાંગી ઉંચે ચઢવાનું છે, કેમકે નિર્ગુણની પ્રાપ્તી માટે પ્રયત્ન છે પ્રકૃતિ ગુણવાળી છે, અને જે પ્રયત્ન છે તે પ્રકૃતિથી પર જવા માટે છે.

અહિં બીજું સૂચન એવું છે કે માણસ ગમે તેટલો દોરાનો, દુર્ગુણનો ભરેલો હોય, તો પણ તેણે નિરાશ થવાનું નથી આશિક્ષણ શ્રીમદ્ ભગવદ્ ગીતાના ચોથા અધ્યાયના ૩૬મા શ્લોકમાં છે. તેને અનુંસરતું છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે હે અર્જુન "અગર જો સઘળા પાપ કરનારાઓમાં તું સહુથી વધારે પાપ કરનારો હોઇશ તો પણ જ્ઞાન રૂપી જે વહાણ તે વહાણ વડે તું પાપનો દરીઓ તરી જઇશ આ પ્રમાણે જ્ઞાનનો પ્રભાવ જેવો તેવો નથી. જગતને સત્ય માનવું એજ પાપ છે, એજ અવિદ્યાનું કાર્ય છે. હું પણું એજ અજ્ઞાન અને અજ્ઞાન એજ પાપ છે. જ્ઞાનરૂપી અગ્નીમાં સઘળું બળીને ભસ્મ થઈ રહે છે. ત્યારે જ્ઞાન તે શું ? એકમાં અનેક અને અનેકમાં એક એ પ્રમાણે સમજવું, માણસ જે કાંઈ કર્મ કરે છે, તે કર્મનું ફળ તેજ જન્મમાં મળે છે, એમ નથી જો કાંઇ પણ સત્કર્મ કીધું તો તેનું ફળ આ જન્મમાં જો નથી થયું તો તેથી તે સત્કર્મ વ્યર્થ ગયું નાશ પામ્યું એમ સમજવાનું નથી, એનો એ

પ્રમાણે એટલે એક દેહનો નાશ થયાથી નાશ થતો નથી એતો સૂક્ષ્મ રૂપે રહે છે. અને ભવિષ્યના જન્મમાં ફળે છે.

૨૦ ( ડી ) અગર જો સુંદર વાતાવરણ અને સુખી ભવિષ્યનો ઉદય તેઓ કરે છે- તો પણ તેઓ એકલાંજ જો રહેલાં હોય તો નિરૂપયોગી છે. માર્ગમાં પ્રવેશ કરવાની જેને ઇચ્છા છે. તેણે તો માણસની સમસ્ત પ્રકૃતિનો ડહાપણથી ઉપયોગ કરવાનો છે. પ્રત્યેક મનુષ્ય પોતાને માટે ( પોતેજ) સર્વથા માર્ગ, સત્ય અને જીવન છે, પણ તે એવો કયારે છેકે જયારે તે પોતાની વ્યક્તિતા સઘળી દઢ ગ્રહણ કરે છે, અને આ ઉદય પામેલી અધ્યાત્મિક ઇચ્છાના બળથી એ વ્યક્તિતા તે પોતે નથી પણ પોતાના ઉપયોગ માટે દુ:ખથી જે વસ્તુ પોતે ઉત્પન્ન કરી છે, અને ઉન્નતિથી તેની બુદ્ધિ ધીરેથી વિ-કાસ પામતી જાય છે તેમ તેમ જેની સહાયતા વડે પોતાની વ્ય-ક્તિતાથી પર એવું જે જીવન તે જીવનને પ્રાપ્ત કરવાને તે વિચાર રાખે છે તે વસ્તુ તે છે એમ સમજે છે ત્યારે, જયારે તે જાણે છે કે આને માટેજ અમારૂં વિસ્મય કારક સંમિશ્ર જુદું જીવન રહેલું છે, ત્યારેજ. અને માત્ર ત્યારેજ તે માર્ગ ઉપર પડેલો-આવેલો છે.

દુર્ગુણોનો નાશ થવાથી અને સદ્ગુણો સમ્પાદન થયાથી નિર્મ-ળતા અને પવિત્રતા થાય છે. એ વાત જગત્ પ્રસિદ્ધ છે. વાતાવરણ સુંદર થાય છે એટલે દોષ રૂપી જે કાળાશ હતી, તે જતીરહે છે, માણસના શરીરને વીંટલાયલું તે જનું ઈંડાકારે મંડળ છે જેને ઓજ અથવા અંગ્રેજીમાં ઓરા કહે છે તે છે. તેમાં તેના સર્વગુણોના રંગ છવાઈ રહેલા હોય છે. સદ્ગુણના સારારંગ હોય છે. અને દુર્ગુણના કાળા અને બીજા નબળા મિશ્રીત રંગ હોય છે માણસ જેમ જેમ

દુર્ગુણથી મુક્ત થતો જાય છે તેમ તેમ તેના ઓઝમાં સુધારો થતો જાય છે. માણસની આસપાસ તે જ્યાં જાય ત્યાં તેને વળગેલું વાતાવરણ આ છે તે નિર્મળ અને પવિત્ર થાય છે. ભવિસ્યની જીંદગીનાં બીજ અહિં રહેલાં છે જમીન સારી થઈ અને તેમાં સારાં બીજ રોપાયાં તો સારાં ફળ ભવિષ્યમાં થશે જીવની જેમ જેમ ઉન્નત્તિ થાય છે તેમ તેમ કારણ દેહનો પ્રકાશ વધે છે કર્મ સારાં હોય તો સ્વર્ગમાં અને ભવિષ્યની જીંદગીમાં સુખ મળે એટલાજ માટે અહિં સુખી ભવિષ્યનો ઉદય કસેલો છે, પુણ્યના કર્મ સ્વર્ગના સુખની પ્રાપ્તીનું સાધન છે પણ જન્મ મરણના ત્રાસમાંથી ઉગારવાને તે અસમર્થ છે ગમે તેટલી પવિત્રતા હોય, અને ગમે તેટલાં પુણ્યનાં કામ કરો પણ અંતે તે કર્મ છે અને કર્મથી મુક્તિ નથી, મુક્તિને માટે જ્ઞાન આવશ્યક છે એટલાજ માટે તે એકલાં બસ નથી, એમ અહિં કહેલું છે.

જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે તેનું મૂલ થઇ શકે નહિં એવી તે છે, તો તે પ્રાપ્ત કરવાનું પ્રયત્ન પણ અત્યંત સબળ હોવું જોઇએ. પોતાની સર્વ શક્તિઓ એ માટે વાપરવાની જરૂર છે, ત્રણ ગુણવાળી જે મૂળ પ્રકૃતિ તેને કસી કસીને સૂક્ષ્મ અને દૈવી રૂપ— દૈવી પ્રકૃતિ કરીનાંખવાની છે, અને દૈવી પ્રકૃતિની સહાયથી પોતાનો અર્થ સિદ્ધ કરવાનો છે.

જે અર્થ સાધવાનો છે તે સાધવા માટે માર્ગરૂપ પણ પ્રત્યેક જીવ પોતેજ છે સત્ય પણ પોતે જ છે. અને જીવન પણ પોતેજ છે. આત્માને શોધવાને આત્માજ માર્ગ છે એ સિવાય બીજો માર્ગ નથી, પરમાત્મા તેજ આત્મા છે પરમાત્મ તેજ વિશ્વનું જીવન છે.

તો આત્મા પણ જીવન સમજવાનો છે પરમાત્મા વિના બીજું સત્ય નથી, અને તેથી આત્મા વિના બીજું સત્ય નથી. માટે સત્ય તે પણ આત્માજ છે.

દેહધારી જીવની વર્તમાન દેહ–હાલની ચાલતી દેહ તે પોતે છે. એમ તે માને છે પણ તે જાણતો નથી કે એવી દેહ તો તેની ઘણી થઇ ગઈ છે. અને થશે. ભગવદ્ ગીતાના બીજા અધ્યાયના ૨૨ મા શ્લોકમાં એ દેહને વસ્ત્ર રૂપ ગણી છે જેમ કોઇ માણસ જુનાં વસ્ત્રને કાઢી નાંખીને નવાં વસ્ત્ર ધારણ કરે છે. તેમ શરીરમાં રહેનારો જે છે. તે ઘસાઇ ગએલાં જુનાં શરીરને છોડી દે છે અને નવાં શરીરમાં પેશે છે શરીર ધારણ કરનાર એકજ છે. પણ શરીર જુદાં જુદાં છે. વારંવાર જન્મને લેનારો અને મર્ણ પામનારો એકજ દેખાય છે. જન્મ મરણને આધિન જે રૂપ છે. તે વ્યક્તિના છે શરીર ધારણ કરી જે વ્યક્ત પ્રગટ થાય છે, તે જેમ એક સૂત્રમાં અનેક મણકા પરોવેલા હોય છે. તેમ એ વ્યક્ત રૂપમાં અનેક જન્મ જણાય છે. ત્યારે અહિં જે સમજવાનું કહેલું છે તે માત્ર વર્તમાન કાળની સ્થિતી તો સમજવાનું નથી, પણ ભૂતકાળથી ચાલી આવેલી સંગળાયલી સમસ્ત સ્થિતિ સમજવાનું છે. દેહમાં રહેનારો તે દેહ નથી તે તો દેહથી જુદો છે. જુદાં જુદાં વસ્ત્ર તે પહેરનારો નથી. પણ પહેરનારો વસ્ત્રથી જુદો છે. માણસ જેમ પોતાના ઉપયોગને માટે વસ્ત્ર ધારણ કરે છે. ને સમયે સમયે બદલે છે. તેમ જીવ પોતે પોતાનું ધારેલું કામ સાધવાને નવી નવી દેહ ઉત્પન્ન કરી તેનો ઉપયોગ કરે છે. અનેક જન્મોની અનેક દેહોમાં કેટલાં કષ્ટ અને કેટલાં કલેશ થઇ ગયા છે. તે વિચાર કરો. પ્રત્યેક દેહ પૂર્વ

જન્મનાં કર્મને અનુસરીને બંધાય છે પછી પૂર્વ જન્મની વાસના સારી હોય, વા માઠી–કર્મથી કરીને માત્ર સ્થુળ દેહને અસર થાય છે એટલુંજ નહિં પણ બીજી દેહોને પણ થાય છે તેનું રૂપ પણ કર્મને અનુસરીને હોય છે.—

ઉપર જે દેહો કહી તે દેહનો માણસ બનેલો જણાય છે એ રચના અતિ આશ્ચર્યકારક છે તેમાં અનેક રંગ મિશ્ર થએલા છે અનેક વાસનાઓની છાયા તેમાં પડેલી છે જીવન તો અખંડીત એકજ છે. પરંતુ નવી નવી દેહો ધારણ કરવાથી તે ખંડીત જુદું જુદુ દેખાય છે એ દેહ વડેજ પરમાર્થ સાધવાનો છે આત્મા જે સર્વથી પર છે. વેગળો છે તેની ઓળખાણ આ દેહદ્વારાજ થાય છે મંદીરમાં મૂર્તિનાં દર્શન થાય છે તેમ દેહમાં આત્મા ઝળકી રહેલો છે દેહ વિના તેનાં દર્શન નથી તેની ઓળખ નથી માટેજ દેહને સાધન કહેલી છે જેમ જેમ માણસ ઉન્નતિક્રમમાં વધે છે તેમ તેમ તેની બુદ્ધિ વિશેષ પ્રકાશે છે. આ પ્રકાશ માર્ગને આગળ બતાવતો જાય છે. પોતાનું જુદું જીવન આજ પરમ હેતુની પ્રાપ્તી માટે છે. એમ સમજવું જોઇએ.

૨૦ (ઈ) તારા અત્યંત અંતરના સત્વ–અસ્તિત્વના ગૂઢ અને તેજસ્વી ઉંડાણમાં ઉતરીને તેને તું શોધ વ્યક્તિતાની વૃદ્ધિ અને તેનો અર્થ સમજવાને માટે અને તારી સાથે બાજુએ રહીને મથન કરતા અને તું જે જાતિમાં છે. તે જાતિ જેનાથી બનેલી છે. એવા એ બીજા દિવ્ય અંશોનાં સૌંદર્ય અને નિસ્તેજને સમજવાને માટે સર્વ અનુભવોની કસોટી કરીને ઈંદ્રિયોનો ઉપયોગ કરીને તેને શોધ.

હૃદયના ગુપ્ત અંતરમાં શું અમૂલ્ય ખજાનો રહેલો છે તે પ્રથમ સમજવું જોઇએ. તે સમજવા માટે પોતાના સર્વ અનુભવોની કસોટી કરી તેનો સાર ગ્રહણ કરવો. તેમજ પોતાની ઈંદ્રિયોનો પણ યોગ્ય ઉપયોગ કરવો. કેમકે એ પ્રમાણે કીધા વિના ખરૂં રહસ્ય પમાય નહિં. ઈંદ્રિયોને વશ થવું નહિં પણ તેનું કર્તવ્ય જાણીને તેને પોતાના હથીઆર રૂપ રાખવી. માર્ગ ઉપર જે ચઢેલો છે. તે ઈંદ્રિયોના વિષયોથી નહિં લોભાઇ ઈંદ્રિયોને આધીન થશેજ નહિં. પણ તેની કૃતિ તો જાણવાની જરૂર છે. તે જાણ્યા પછી તેનો મોહ જતો રહેશે. અને તે કાંઈ પણ અસર કરી શકશે નહિં જેઓ ઇંદ્રિયોને આધિન થઇ ગએલા છે. તેઓનો તીરસ્કાર કરવાનો નથી. તેઓ પણ આપણા જેવા પ્રવાસી છે. આપણે કોઇ સમયે તેના જેવાજ હતા. અને તેઓ આપણા જેવા થશે માટે તેમનો તીરસ્કાર નહિં કરતાં તેમને ઉન્નત્તિમાં આગળ વધારવા આપણે સહાય કરવી જેવા આપણે ઇશ્વિરના અંશ છીએ. તેવા તેઓ છે. જેમ એક શરીર જુદા જુદા અવયવોનું બનેલું છે અને તેથી દરેક અવયવ બીજા અવયવો સાથે જોડાએલો છે. અને સંબંધ રાખે છે. તેમજ વિશ્વમાં પ્રત્યેક જીવ બીજા જીવો સાથે જોડાએલો છે, અને તેઓથી નિરાળો અને છુટો નથી. એ સર્વનું એકત્ર પણું તેજ વિશ્વ છે એકનો બોજો ઓછો થયો તો આખા વિશ્વનો બોજો ઓછો થયો. એકની મલીનતા ટળી ગઇ તો તેટલે અંશે વિશ્વની મલીનતા ટળી ગઇ છે આ સમજવાથી બીજાઓના સુખ દુઃખના ભાગી થવાય છે દ્રેષ, તીરસ્કાર નાશ પામે છે. ચિત્તની સ્થિરતા વૃદ્ધિ પામે છે. અને આનંદ પ્રાપ્ત થાય છે સઘળા જીવો સમાન હોતા નથી. જેમ માણસ જાતિમાં કોઇ બાળક કોઇ જુવાન કોઇ વૃદ્ધ હોય છે. તેમજ જીવોમાં પણ

હોય છે. બાળક જીવ અનુભવ વિનાનો અજ્ઞાની હોય છે. અનેક રત્નમાં જે સંસ્કાર પામેલા છે. તે નહિં સંસ્કાર પામેલાંથી જુદાં અને તેજસ્વી જણાય છે. સંસ્કાર નહિં પામેલાં ગમે તેવા દેખાય છે. તો પણ રત્ન છે અનેક દેહ ધારણ કરવા વાળા જીવનું સ્વરૂપ સમજવા માટે આ નિયમો છે. એ સમજવાને માટે અંતરમાં ઉંડા ઉતરી જોવાની જરૂર છે. અંતરમાં તેનો નિવાસ છે. પણ તેની આસપાસ ઘટ ઉપાધિઓ આવી રહેલી છે. તેથી તે જણાતો નથી એ ઉપાધિઓ તે તે નથી. તે તો ઉપાધીઓને ધારણ કરવાવાળો અને જોનારો એટલે તેઓનાથી જુદોજ છે. ઉપાધીઓ બદલાઇ વારંવાર નવી નવી આવે છે. પણ જેને તે નવી નવી આવી મળે છે તે સત્વ અથવા અસ્તિત્વતો એકજ છે જેને એક છે. તેને નિહાળીને તેનું મનન કરવાનું છે.

૨૦ (૬) અસ્તિત્વના નિયમના, કુદરતના નિયમના અને અલૌકિકના નિયમના, અભ્યાસથી તેને શોધ.

ઉપર અંતરમાં દ્રષ્ટી કરવાનું કથન કરેલું છે. તે ઉપરથી કોઇ એમ માને કે વ્યવહારની સુષ્ટીને સમૂળી વિસારી મૂકવાની છે. પણ તેમ કરવાનું નથી. સૃષ્ટીની અત્યંત ચતુરાઇથી ભરપૂર રચના અપાર શિક્ષણ આપે છે. ગૃહ, નક્ષત્ર, તારા, સૂર્ય, ચંદ્ર, કર્ત્તાની અદ્દ્ભૂત શક્તિ દર્શાવે છે. સર્વ તેની આજ્ઞાને અનુસરીને પોત પોતાનું કામ કર્યા જાય છે, પૃથ્વી, પાણી, તેજ, વાયુ, ને આકાશ એ પાંચના ઉપર સર્વ સૃષ્ટીના પ્રાણી માત્રનો આધાર છે. તે પ્રત્યેકની કૃતિ કેવી ભિન્ન ભિન્ન છે તે છતાં પણ સર્વ સ્નેહથી જોડાયલાં છે, ગૃહાદિકની, રૂતુની, કાળની, ગતિઓ કેવી નિયમસર ચાલી રહેલી છે,

તે જોવું, ફરી ફરી તે આવે છે અને જાય છે, તેનાં પણ જાણે ફરી ફરી જન્મ મરણ થતાં હોયની તેવું જણાય છે. વૃક્ષ, પશુ, પંખી સર્વ પ્રાણીઓમાં-પ્રાણ-જીવન આપનારો પ્રાણ-રાત દિવસ ચાલ્યા કરે છે. એ પ્રાણનું મૂળ ભગવાન સૂર્ય નારાયણ છે. અને તેથી સૂર્ય બિંબમાં પ્રકાશ દાતા તેમાં જ્યોતિ સ્વરૂપે રહેલો પુરૂષ સ્થૂળ સૃષ્ટીનો ઇશ્વર છે. સૂર્ય મંડળમાં જેમ સૂર્ય મધ્યમાં બીરાજે છે. ને બીજા ગૃહો તેની આસપાસ ફરે છે. એવાં અનેક સૂર્ય મંડળ રહેલાં છે અને ગૃહોની પેઠે એ સર્વ મંડળોની મધ્યે જે અનંત શક્તિ મંત બીરાજે છે. તેની એ મંડળો પ્રદક્ષિણા કરે છે. ઇત્યાદિક અનેક વસ્તુઓ અવલોકન કરવી. તેની કૃત્તિનું મનન કરવું અને તેમ કરતાં દૈવી નિયમો જાણી લેવા-બહાર બ્રહ્માંડમાં રચના છે તેવી-જ રચના પિંડાંડમાં છે, જેવું બ્રહ્માંડે તેવું પિંડાંડે-અને પિંડાંડે તેવું બ્રહ્માંડે-એ નિયમ નિરંતર લક્ષમાં રાખવાનો છે. બ્રહ્માંડના નિયમ સમજાયતો પિંડાંડનાં સમજાય અને પિંડાંડનાં સમજાયતો બ્રહ્માંડનાં સમજાય માટે બહારની સૃષ્ટીનું નિરીક્ષણ અવશ્યનું છે.

૨૦ (ગ) જે મંદપ્રભા તારા અંતરનો ઝળકે છે. તેને અત્યંત આદર પૂર્વક નમન કરીને તેને શોધ, સ્થિરતાથી જેમ તું તેને લક્ષ આપી જોશે અને પૂજશે. તેમ તેનો પ્રકાશ વિશેષ સબળ થશે. ત્યારે તારે જાણવું કે માર્ગનો આરંભ તને હાથ લાગ્યો છે. અને જયારે તેનો અંત તેને હાથ લાગશે ત્યારે તેનો પ્રકાશ અણચીતો અનંત પ્રકાશ થઇ રહેશે.

અંતરનું અને બહારનું સઘળું નિરીક્ષણ કરીને સમજ મેળવ્યા પછી જે તેને જોવાનું છે તેની ખોળ કરવાને ફરીથી અંતરમાં શિષ્યે

ઉતરવું જોઇએ ઋગ્વેદમાં એક જગ્યાએ કહેલું છે કે એક સ્થિર જ્યોત્તિ. જેની ગતિ વિચારથી પણ અધિક છે, તે સર્વ પ્રાણીઓમાં કલ્યાણનો માર્ગ બતાવવાને પ્રકાશે છે. કઠોપનિષદ્‌માં એ આત્મા પ્રાણીઓમાં છુપો રહેલો છે. અને તે સદાય જનોના હૃદયમાં બીરાજે છે એમ કહેલું છે બીજા વલ્લીમાં બારીકથી પણ બારીક અને મોટાથી પણ મોટો છે. એવું કથન છે, જુદી જુદી દેહોમાં ઢંકાઇ ગએલો એક ઝાંખાતારા જેવો ચળક ચળક તે થયાં કરે છે. તેને દુર્દશ એટલે દુ:ખથી જેનું દર્શન થાય તેવો વર્ણવેલો છે. આનું કારણ એ છે કે તે કાર્ય કારણના સંઘાતમાં રહેલો છે. અને તે અતિસૂક્ષ્મ આકાશ પણ જેનું કાર્ય છે તેવો છે. જેમ જેમ તેને ભક્તિથી પોષવામાં આવશે તેમ તેમ તેનો પ્રકાશ ખીલતો જશે શંકરનું ધ્યાન કરવાને માટે જ્યોતિના મોટા સ્તંભની ધારણા અને ભાવના કરવાની કેટલીક જગાએ કહેલું છે જમીનમાં પડેલાં અને છુપાઈ રહેલાં બીજને જ્યાં સુધી પાણી નથી મળ્યું ત્યાં સુધી તે ફુટીને ખીલશે નહિં. પણ છુપું જ જમીનની અંદર રહેશે. પણ તેને પાણી મળ્યું કે તે વધવા માંડતાં મોટું વૃક્ષ થઇ વિસ્તરશે. માટે પ્રથમતો ઓછા તેજવાળા તારા જેવો તે દેખાય છે. પરંતુ અનુકુળ સમય આવતાં અનંત—પાર વિનાનું જ્યોતિ તેજ તે થઈ રહે છે. પ્રથમ તારાનું દર્શન તે આરંભ છે. અને અનંત જ્યોતિનું દર્શન તે અંત છે. એ જ્યોત્તિ બધાં આવરણોને ભેદીને બહાર પ્રકાશી રહે છે. અંધારામાંથી પ્રગટ થતાં અંધારૂં જતું રહે છે. અંતઃકરણમાં હૃદયરૂપી ગુફામાં ઉંડા ઉતરીને જોવાથી આ ફળનો દુર્લભ લાભ મળે છે.

**૨૧ ( अ ) તોફાનની પછી જે મૌન્ય અથવા ચુપકી થાય છે. તેમાં પુષ્પને ખીલતું જોજે, ત્યાંલગી નહિં.**

બહારની સૃષ્ટીમાં જે પ્રમાણે બનાવો બન્યા જાય છે તેથી જ પ્રમાણે અંતરની સૃષ્ટીમાં થાય છે. વાવાઝરડું, ગડગડાટ, જયારે થાય છે. ત્યારે મોટાં મોટાં ઝાડો પણ ટકી શકતાં નથી, તો પછી સાધારણ છોડવાની તો વાતજ શું કરવી એ બનાવો મોટાં વિઘ્નો, કસોટીઓ છે. અને તેમાંથી જે પારપડી જાય છે. તેજ ખરાં સબળ છે. દુઃખ વેઠયા વિના સુખનો સમય આવતો નથી. ફળની પ્રાપ્તી પણ સહજ થતી નથી. જયારે વૃક્ષ અને છોડવાઓ ટાઢ, તડકો, વરસાદ, સહન કરે છે. ત્યારેજ તેને ફુલ ફળ આવે છે. સૃષ્ટીમાં બનતા સઘળા બનાવો જીવને મોટું શિક્ષણ આપે છે. કુદરતના શું શું નિયમો છે. તે તે ઉપરથી સમજાય છે. અનેક કુદરતના નિયમથી ઉલટી રીતે કંઈ પણ બનાવ બનતો નથી. તોફાન પણ હમેશ જારી રહેતું નથી તેનો પણ છેડો આવ્યા વિના રહેતો નથી. તોફાન પુરૂં થતાં શાંન્તિ થઇ જાય છે. અને શાન્તિના સમયમાંજ સર્વની વૃદ્ધિ છે. જીવના સંબંધમાં તોફાન કોને સમજવાનું છે. આ વાતની સારી સમજને માટે માણસના શરીરનું બંધારણ જાણવાની જરૂર છે. જીવ જુદા જુદા ઉપાધીઓથી ઘેરાઈ ગએલો છે એ ઉપાધીઓ જુદાં જુદાં નામથી ઓળખાય છે, એક નામ કોષ છે કોષ પાંચ છે, તેનાં નામ 'અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય છે, અન્નમય તે આપણું દેખાઇતું સ્થૂળ શરીર છે. અને તેમાં તમો ગુણનું પ્રાધાન્ય છે. તેનો સંબંધ ભૂર્લોક સાથે રહેલો છે. તમો ગુણ જડતા દર્શક છે. ત્યારે પ્રથમ જડતા છે. એ જડતા જાય ત્યારે રજોગુણ પ્રવર્તે છે પ્રાણમય કોષ રજોગુણવાળો છે. તે પ્રાણ અને કર્મેંદ્રીનો બનેલો છે અને ભૂવર્લોક સાથે સંબંધ ધરાવે છે. પ્રાણની ગતિ અખંડીત છે રાતને દિવસ નિરંતર તે

ચાલ્યાંજ કરે છે. આ બે કોષ બહારની સૃષ્ટી સાથે સંબંધવાળા છે, ત્યારે તમો ગુણ અને રજો ગુણ આવી ગયો હવે સત્વ ગુણનું દર્શન થવું જોઇએ એ સત્વગુણના બાકી રહેલા ત્રણ કોષો જે બહારની સૃષ્ટી સાથે નહિં પણ અંતરની રચના સાથે સંબંધ રાખનારા છે તેના બનેલા છે એટલે સત્વગુણનું તેમાં પ્રાધાન્ય છે, એ સત્વગુણની રચનામાં પ્રથમ સત્વ અને તમ છે. એટલે બે મિશ્રીત છે એ મિશ્રીત ગુણવાળો જ્ઞાનેંદ્રિવાળો મનોમય કોષ છે જે સ્વર લોક સાથે સંબંધ રાખે છે. નાના પ્રકારની ઇચ્છાઓ આહિંજ ઉછાળા મારી રહેલી છે. અને રાગદ્વેષાદી પણ અહિંજ રહેલા છે, અહિં કેટલું તોફાન મચી રહેલું છે. અહિં કેટલો કોલાહલ થઈ રહેલો છે. તે સહુ કોઇને વિદીત છે એની પછીનો વિજ્ઞાન મય કોષ સત્વ અને રજ મિશ્રીત છે તે મહરલોક સાથે સંબંધ રાખે છે. તે જ્ઞાનેંદ્રીયો સહિત બુદ્ધિમય અને નિશ્ચયાત્મક છે વસ્તુ વિચારનું તે સ્થાન છે. અહંકાર તત્વ—હું—અહિં રહેલો છે. આનંદમય કેવળ સત્વગુણમય છે અને તેનું વર્ણન કરવાને વૈખરી વાણી અસમર્થ છે જનલોક સાથે તે સંબંધ ધરાવે છે અને "આપપીછાન"નું સ્થાન તે છે.

આસૂત્ર જે શિષ્ય માર્ગે પડેલો છે પણ જેણે માર્ગમાં પ્રયાણનો પ્રથમ આરંભ કીધો છે, તેને માટે છે. બહારની સૃષ્ટી સાથે સંબંધ રાખનારા—બે કોષથી અંદર તેણે પ્રવેશ કીધો છે એ ખુલ્લું છે મનોમય કોષનો વિચાર કરતાં ચારેમેર કેવું તોફાન ગાજી રહેલું છે તે તરત જણાઈ આવ્યાવિના રહેશે નહિં. જ્યાં તમો ગુણ અને રજોગુણ પોતાનો ડંકો ગજાવીરહે છે. ત્યાં શાંન્તિ —નિઃશબ્દતા કદી પણ હોઇ શકેજ નહિં. જ્યારે એ બેનું જોર દબાઇ જાય જ્યારે સત્વગુણની આણુવર્તે ત્યારેજ શાન્તિનો સમય

આવે, શાન્તિમાં પણ શાન્તિતમ શાન્તિરજ, અને કેવળ શાન્તિ એમ ત્રણ જાત્રાળુ જનને માટે મુકામ કરવાના આવે છે જેમ જેમ સત્વગુણની વૃદ્ધિ થતી જાય છે. તેમ તેમ જીવનો વિકાર પ્રફુલ્લીત થતો જાય છે વૃક્ષને ફુલની કળી પ્રથમ પ્રગટ થાય છે, અને સમય જતાં ધીરે ધીરે તે ખીલીને સંમ્પૂર્ણતાને પામે છે, રાગ દ્વેષાદી અને નાના પ્રકારની ઇચ્છાઓ મટે છે ત્યારે જ નિશ્ચયાત્મક વસ્તુ વિચારનો પ્રસંગ આવે છે "હું" નું ભાન ત્યારે થાય છે અંકુરફુલની કળી ફુટે છે. ઉગી નીકળે છે. આ સઘળાનું સૂચન આ સૂત્ર કરે છે જ્યાં સુધી શબ્દનો ઘોંઘાટ છે ત્યાં સુધી ખરો અનુભવ થવાનોં નથી વેદનું રહસ્ય જે પ્રણવ તેના ઉચ્ચારણ વિષે જે શિક્ષણ રૂષિ મુનીઓ આપીગયા છે તે પણ આજ વાતને પોકારીને કહે છે. મૈત્રાયણ બ્રાહ્મણ ઉપનિષદ પ્રમાણે "ઓંમ" એનાદ છે તેનોઅંત નિઃશબ્દતા છે તે ભય અને કલેશ રહીત છે સંમ્પૂર્ણ સંતોષ અને આનંદ મય છે, દ્રઢ છે અચળ છે, અવિનાશી છે, છાંદોગ્ય ઉપનિષદમાં એને પર બ્રહ્મ રૂપ કહેલો છે. "ઓંમમાં અ, ઉ. મ, અને અર્ધ માત્ર રહેલાં છે એનું ઉચ્ચારણ વારંવાર કરવાથી સર્વ વાસના મટી જાય છે અને છેવટે નિઃશબ્દતા થતાં આનંદમય શાંતિઃ છાઇ રહે છે ઓંમકારનું ઉચ્ચારણ પ્રથમ શબ્દથી આરંભ થાય છે. પરંતુ તે શબ્દમાં સૂક્ષ્મતામાં ચઢતાં ચઢતાં એટલે ઉંચે જવાય છે, કે જેની સાધારણ માણસ કલ્પના પણ કરી શકતો નથી બ્રહ્મરંધ્ર વચમાં શબ્દની ભિન્ન ભિન્ન ગતિ અને સ્થિતિ થાય છે એદર્શાવનાર જુદાં જુદાં સ્થાન કહેલાં છે ત્યાં ભિન્ન ભિન્ન શક્તિઓ પ્રકાશી રહે છે લલિતા સહસ્ત્ર નામનાં દેવીનાં નામોમાં એક નામ નાદરૂપા છે "હ્રિં" બીજમાં જે બિન્દુ આવેલું છે તેની ઉપર આઠવર્ણ આવે છે

યોગીના હૃદયમાં ઉપર જે આઠ સ્થાન કહેલાં છે તેનાં નામ ૧ ઈંદુ. ૨ રોધિની ૩ નાદ ૪ નાદાંત ૫ શક્તિ ૬ વ્યાપિની ૭ સમના ૮ ઉન્મની અથવા મનોન્મની, આપેલાં છે એ આઠની ઉપર મહાબિંદુ છે આ પ્રમાણે સમ્પૂર્ણ નિઃશબ્દતા કેટલી વેગળી છે, તે વિચારવાનું છે, વાણી, મન કે બુદ્ધિની ખરેખર ત્યાં ગતિજ નથી ઓંમકારને પર બ્રહ્મ કહે છે તે યોગ્ય જ છે ઓંમકાર માર્ગ છે, અને તેજ પરમ તત્વ છે.

આવી રીતે બહાર ભ્રમણ કરતી વૃત્તિઓ જ્યારે અંતરમાં મળે છે, ઇંદ્રિયોનું બળ ઓછું થઇ જાય છે વિષય વાસના અને કામનાઓ નાશ પામે છે મેલો ધોવાઇને અંતઃકરણ શુદ્ધ થાય છે એકાગ્રતા સધાય છે ત્યારેજ ખરા "હું"નું ભાન આવે છે પુષ્પની કળી ફુટે છે તે જ છે ધીરેધીરે એ કળી વિકાસ પામે છે, અને સર્વ પાંખડીઓ પ્રગટ થતાં પુષ્પ સમ્પૂર્ણ સૌંદર્ય અને શોભા વાળું પ્રફુલ્લીત થઈને અત્યંત આનંદ અને તૃપ્તી આપે છે આદેહો તે "હું" નથી "હું" એથી નિરાળો છું એવું સમજ્યા પછી પણ આગળ કેટલું પ્રયત્ન કરવાનું છે કેટલું વધવાનું છે તે સારી પેઠે સમજવાની જરૂર છે જ્યાં સુધી "હું" ભાન નહિં થાય ત્યાં સુધી મનુષ્ય જીવનનો હેતુ પારપાડવાનો ખરોમાર્ગ સાંપડતો નથી.

મનના હાથમાં સર્વ સત્તા આવે છે કે જાણે બહારની સૃષ્ટીની જગાએ નવી સૃષ્ટીઓ પ્રગટે છે અને નવી નવી ઇચ્છાઓ સ્ફૂરી આવે છે. એ ઇચ્છાઓ પરી પૂર્ણ કરવાને મન મથન કરે છે. પણ તેમ કરતાં ખરૂં સુખ મળતું નથી. જ્યારે ઉપરથી બુદ્ધિનો પ્રકાશ પડે છે. ત્યારેજ ખરાં સુખનો માર્ગ જડે છે. " હું " નું ભાન ત્યારેજ

ચાય છે મોટા મોટા યજ્ઞ કરો, મોટાં મોટાં દાન કરો, મોટાં મોટાં બીજા પુણ્યનાં કામ કરો પણ તેથી ખરો અર્થ સિદ્ધ થતો નથી. તેથી માત્ર સ્વર્ગનાં સુખની પ્રાપ્તી છે પણ તે સુખ અંતવંત છે અને પુનરપી જનનં પૂનરપી મરણવું ચક્ર ફરતું જ રહે છે. સ્વર્ગ લોકથી ઉંચે જવાને માટે વિશેષની અગત્યતા છે અને તે અગત્યતા "આપ પીછાણ" ની છે એ " આપ પીછાણ " ની ભૂમીકા ઉપર રહેલી છે. એમ આગળ કથન કરવામાં આવ્યું છે.

૨૧ (બ) તે ઉગશે, તે ઉંચી ફુટી નીકળશે, યુદ્ધ ચાલશે ત્યાં સુધી તેને ડાળીઓ થશે, અને કળીઓ બંધાશે, પણ જ્યાં સુધી એ માણસનું પૃથક–વ્યક્ત સ્વરૂપ પીગળી ગયું નથી, અને વિલય થયું નથી, જે દિવ્ય અંશે મહાન પ્રયોગ અને અનુભવના માત્ર વિષયરૂપે સરજેલું છે તે દિવ્ય અંશથી જ્યાં સુધી તે ગ્રહણ થઇ નહિં રહે જ્યાં સુધી સમસ્ત પ્રકૃતિ ઉર્ધ્વ જીવને આધિન થઇ તેને વશ નહિં રહે, ત્યાં સુધી વિકાસ–પ્રફુલ્લ થવું–સ્ફુટ થશે નહિં.

તે એટલે છોડવો ચારે પાસે જે તોફાન થઇ રહેલું છે તે યુદ્ધ સરખું છે. માટે યુદ્ધ એટલે તોફાન સમજવાનું છે પ્રથક વ્યક્ત સ્વરૂપનો અર્થ વર્તમાનકાળમાં ધારણ કરેલી દેહમાં હું પણું.

વૃક્ષ અને છોડનું દ્રષ્ટાંત આપીને આ સૂત્રમાં ઘણીજ સારી સમજણ આપી છે. પૂર્વજન્મનાં કર્મોની આ દેહ બંધાએલી છે. અને પૂર્વજન્મના કાયીક, વાચીક, અને માનસિક, જે કર્મો થએલાં છે, તેનાં ફળ આ જન્મમાં ભોગવવાનાં છે. એ ભોગવાય તે માટે આસપાસના અનેક બનાવો બને છે. અનેક દુઃખ સંકટ વિપતી ઇત્યાદિ આવી ચડે છે, અને તે સર્વમાં જીવે દ્રઢતા અને ધૈર્યતા રા-

ખીને ચાલ્યા જવાનું છે જેમ આસપાસ ચોમેર તોફાન થાય છે, તેમાં પણ છોડવો વૃદ્ધિ પામી નવ પલ્લવસોહે છે, તેમ આવી પડતાં સર્વ સંકટોમાં જીવની નવી નવી શક્તિઓ પ્રગટ થતી જાય છે, વૃક્ષનાં મૂળ જેમ જમીનમાં ઉંડાં ઉતરતાં જાય છે, તેમ મોટાં મોટાં તોફાનમાં તેથી રહેવાને સમર્થ થાય છે, માણસ પણ અનેક કષ્ટો વેઠીને નવ નવાં શિક્ષણ ગ્રહણ કરે છે, અને વિશેષ સબળ થતો જાય છે, યુદ્ધ શબ્દ સૂત્રમાં વાપરેલો છે; તેમાં બીજો મર્મએ રહેલો છે; કે આ દેહરૂપી કર્મ ભૂમિમાં દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિ નીવચ્ચે ઘોર યુદ્ધ થઈ રહેલું છે, સદ્‌ગુણો અને દુર્ગુણો એજ દેવ અને અસુરો છે, જીવ જ્યારથી પરમાત્માથી છુટો પડેલો છે, ત્યારથી તેણે જેજે અનેક જન્મો લીધા છે, તેતે સર્વ જન્મમાં એ બે ઉપક્ષ હતા; અને ત્યારથીજ યુદ્ધ ચાલ્યું આવે છે; ગુણો પછી સારા કે માઠા, સર્વ પ્રકૃતિનાં અંગભૂત છે અને એ પ્રકૃતિને વશ કરીને તેનાથી છુટું થવાનું પ્રયત્ન જીવેકરવાનું છે, માટેજ એ યુદ્ધનું તોફાન મીટીજઇ શાન્તિનો સમય ઇચ્છવાનો છે.

દેહ પ્રકૃતિનો વિકાર છે; અને તેથી તે ચેતનનથી જીવચેતન સ્વરૂપ છે; અને તેથી પ્રકૃતિથી ભિન્ન છે; આ દેહ છે તે હું છું એ અજ્ઞાન ટળી જવું જોઇએ; હું કોણ છું એ મનન કરતાં હું આદેહ નથી પણ દેહનો દ્રષ્ટા—દેહથી નિરાળો છું. એમ ભાવના રાખવાની છે; એ પ્રમાણે કરતા દેહ ઉપરથી લક્ષ ખસી જાય છે; દેહ દ્રષ્ટી ગોચર થતી નથી; દેહનું ભાન ભુલાય છે; એજ દેહનું પીગળી જવું છે; પ્રત્યક્ષ સ્વરૂપ માત્ર વસ્ત્રરૂપ છે એવાં અનેક વસ્ત્ર પૂર્વે ધારણ કીધાં હતાં. અને તે ધારણ કરનારો જે એકજ હતો તે હું છે;

યોગસાધનાથી આ અવસ્થા પ્રાપ્ત થાય છે; અને યોગનો એક અર્થ એવો કરવામાં આવેલો છે કે પુરૂષને પ્રકૃતિથી વિયોગ થવો; એનો સંયોગ એજ દુઃખનું કારણ છે; માટે એ સંયોગનો મોહ છુટીજતાં પુરૂષે પ્રકૃતિથી વેગળા ખસીજવું આમ થવાથી તત્વમાંતત્વ ભળી જાય છે એટલે પ્રકૃતિ પાછી પ્રકૃતિમાં ભળી જાય છે,

આવો શુભ પ્રસંગ આવે છે ત્યારે શું થાય છે? પુરૂષરૂપ જે જીવતે પરમાત્માથી વિખુટો થએલો છે અને તે વિખુટો થયો ત્યારે જ તે અનેક યોનિમાં ભટકાવા લાગ્યો જીવ પરમાત્માના અંશરૂપ છે પરમાત્માથી સૃજાએલો છે અને તે યોગ પરીપૂર્ણ થતાં પાછો પરમાત્મામાં ભળી જાય છે જયાંથી આવ્યો ત્યાં તેની પાછી ગતી છે એ અંશ પરમાત્માથી વિખુટો કેમ પડયો? એ અંશમાં પરમાત્માની સર્વ શક્તિઓ અંતરમાં છુપી રહેલી છે, જેમ અગ્નિની સર્વ શક્તિ ચીણગારીમાં રહેલી છે તેમ એ સર્વ શક્તિ છુપી છે, તે બહાર પ્રકાશિત અને પ્રકાશવાન થવી જોઇએ એ કારણ માટે સર્વ ભૂમિકાઓનો સારી પેઠે અનુભવ મેળવવો ઘટીત છે, એ અનુંભવ મેળવતાં જીવની કસોટી થઈ જાય છે, અગ્નિની કોઇક ચીણગારી હોલવાઇ જઈ માત્ર કાળા કોયલારૂપ બની રહે છે અને પોતાનું તેજ ખોય છે ને કોઇક ચીણગારીનું તેજ કાયમ રહેતાં સમયજતાં મૂળ અગ્નિ સમાન થઈ રહે છે,

જીવની ઉંચા પ્રકારની ઉન્નતિ થવામાટે સઘળા નબળા વિકારો નાશ પામવા જોઇએ ઉર્ધ્વમન અને અધોમન એવા બે પ્રકાર છે મનની ઉંચી દ્રષ્ટી બુદ્ધિ નિશ્ચયાત્મક બુદ્ધિ જે ખરા સ્વરૂપને ધારણ કરનાર અને પ્રકાશકરનાર છે તેની ભણી રહે છે અને અધોદ્રષ્ટી અનેક પ્રકારના વિષયોની કામનાથી નીચે ઘસડાય છે નીચેની ભૂમિકા

પ્રકૃતિની છે. ઉપરની પુરૂષની છે નીચે જડ ઉપર ચૈતન્ય–હવે દ્રષ્ટી ક્યાં વાળવી તે કહેવાની જરૂર નથી. ઉર્ધ્વમનને આધિન જ્યારે અધોમન થઈ જાય છે, ત્યારેજ ઉન્નત્તિક્રમમાં ઉપરથી પ્રકાશ પામતાં આગળ વધાય છે. ઉંચે રહેલી બુદ્ધિમાં શોભી રહેલાં પ્રતિબિંબનું દર્શન મનની દ્રષ્ટી ઉંચી થયા વિના કદી થતુંજ નથી. અધોમનને વશ ઉર્ધ્વમન ખાડામાં નાંખે છે. અને ઉર્ધ્વમનને આધિન અધોમન પર્વતને શિખરે પહોંચાડે છે.

૨૧. ( ક ) અને એ અગાધ મૌન્યતા નિઃશબ્દતા આ ગહન સંભવ આવી લાગે છે. અને માર્ગ હાથ લાગ્યો છે. તેનું તે પ્રમાણ છે. તેનું નામ તમે ગમે તે કહો તેનો જ્યાં કોઇ બોલનારો નથી ત્યાં બોલે છે તે નાદ છે સંદેશો લઈ આવનારો તે દૂત છે દૂતને આકૃતિ કે દ્રવ્ય ( અથવા સત્વ ) નથી અથવા વિકાસ પામ્યું છે. એવું જીવનું જે પુષ્પ તે તે છે, કોઇ પણ રૂપકથી તેનું વર્ણન થઇ શકતું નથી અગર જો તોફાન ગાજી રહેલું છે. તો તેમાં પણ તેનો અનુભવ થઇ શકે છે તેનું અનુસંધાન થઈ શકે છે તેની ઇચ્છા થઈ શકે છે.

આ સૂત્રમાં જે કથન કરેલું છે તેનું વર્ણન વૈખરી વાણીમાં સમાઇ શકતુંજ નથી મુંગાએ ગોળનો સ્વાદ ચાખ્યા જેવું છે. સંસાર વ્યવહારના વ્યવસાયમાં અત્યંત ગુંથાએલા જીવો એ સ્થિતિ–આ પ્રસંગની ઇચ્છા કરી શકે છે. આસપાસ છોને ભારે ધોંધાટ થઇ રહ્યો છે. તે ધોંધાટ ઇચ્છા કરવાને અટકાવતો નથી તેમજ તેને માટે પ્રયત્ન કરવાને તેને સાધવાને તેને ખોળવાને પણ અટકાવતો નથી. આસપાસ ગમે તેવું તોફાન મચી રહ્યું હોય. પરંતુ બહારની

સૃષ્ટીથી સર્વ ઇંદ્રિયો પાછી ફરીને અંતરમાં વળે છે. અને એક બિન્દુમાં ઠરીને એક લક્ષી થાયછે. ત્યારે બાહારની સૃષ્ટીનું ભાન રહેતુંજ નથી અને તે નથી રહેતું તો પછી તે બાધ પણ કશો કરી શકે ?

નિઃશબ્દતામાં કોઇ બોલનારો જણાતો નથી. તે છતાં શબ્દ નાદ થતો જાય છે આ વાત સમજાવવી ઘણીજ કઠણ છે. તો પણ વાંચકવર્ગને સહજ—માત્ર સહજ ઝાંખી થવા સારૂ આપણે દૃષ્ટાંત લઇશું. દ્રઢ આસન વાળીને એકાંત સ્થળે આપણે બેશીશું. અને આપણું શરીર અને ગર્દન સીધાં રાખીને આંખ મીચીને આપણા બે હાથનાં આંગળાંઓથી કાન, નાક, અને બંધ કરેલા હોઠને દબાવીશું તો પછી શરીરના અંદરના ભાગમાં કાંઇક શબ્દ થતો સંભળાશે. અહિં શબ્દ કરનારો કોણ છે, આપણા શરીરમાં પ્રાણ વાયુઓ ચાલ્યાં કરે છે તેના ઉપર જો લક્ષ રાખીશું તો સોહં, સોહં, શબ્દ થતો જણાશે. ત્યારે અંતરમાં શબ્દ થાય છે એ વાત પ્રસિદ્ધ છે પરમાત્મા શબ્દ બ્રહ્મ ગણાય છે તો તેનો અનુભવ નાદથીજ થવાનો સંભવ છે અંતરમાં શબ્દ કરનાર કોઇ જણાતો નથી કેમકે કઠોપનિષદ્‌ના બીજા વલ્લીમાં આત્માને "શરીરને વિષે શરીર વિનાનો અસ્થિરને વિષે સ્થિર, અથવા એકરસ સર્વ વ્યાપક કહેલો છે. કે જેને જાણીને ધીરપુરૂષ શોકને પામતો નથી ઝાડી અને વૃક્ષોથી ખીચોખીચ જંગલમાં વર્ષાૠતુની ઘોર કાળી રાત્રીએ વીજળીનો ઝળકારો ઓચીંતો થઇને પ્રવાસીજનને દીંગમૂઢ કરી નાખે છે તેવો આ પ્રસંગ છે ચોગરદમ તેજ તેજ પ્રકાશી રહે છે. અંધારૂં લેશ માત્ર પણ જણાતું નથી. અને સર્વત્ર એકરસ વ્યાપિત થઇ રહે છે. જ્યાં કાંઇ સૂઝતું નહોતું ત્યાં ખુલ્લો માર્ગ માલમ પડે છે નિઃશબ્દતામાં જ્યારે નાદ સંભળાય છે ત્યારે કાળની પણ સત્તા

જતી રહે છે. અને સ્થળની પણ રહેતી નથી સર્વત્ર આનંદ વર્તે છે. પાણીનાં મોજાંનું ખરૂં સ્વરૂપ ઓળખાય છે ભીન્નતા રહેતી નથી. અને એકરસ પ્રેમમાં નિમગ્નતા થાય છે સૂર્યનું દર્શન થતું નથી. પણ તેના તેજનો પ્રકાશ પ્રસરેલો છે. મહા પ્રાણમાં સર્વનું જીવન છે અને જીવન એજ મહા પ્રાણ છે, એમ સમજાય છે.

૨૧ (ક) એ મૌન્યતા નિઃશબ્દતા એક ક્ષણભર રહે કે હજાર વર્ષ સુધી રહે પણ તેનો અંત આવસે તો પણ તેનું બળ તમે તમારી સાથે રાખશો. ફરીફરીને યુદ્ધ કરવાનું છે અને જય મેળવવાનો છે, કુદરત ( અથવા પ્રકૃતિ ) શાન્ત સ્થિર રહેશે પણ આંતરે આંતરે.

જ્યાં લગી આ મૌન્યતા નિઃશબ્દતા છે ત્યાં સુધી અધ્યાત્મિક પ્રકાશનો ઝળકારો રહેશે, પણ એ ઝળકારો અખંડીત હમણા રહેવાનો નથી. તે ક્ષણ માત્ર રહે, તેમજ હજાર વર્ષ સુધી પણ રહે. કહેવાની મતલબ એ છે કે તેને અવધિ છે અને એ સુખમય સમયનો પણ છેડો આવે છે એ વાત ખરી છે પણ નિશ્ચય માનજો કે તેનું બળ જે તમને પ્રાપ્ત થઈ ચુકયું છે, તે તમારામાંથી જતું રહેવાનું નથી. તમારી દેહ પડે તેની ચીંતા નહિં દેહ નાશ પામ્યાથી તેનો નાશ થવાનો નથી. નવા નવા તમે જન્મ લેશો તેમાં એતો તમારી સાથેજ વળગીને રહેશે અને યોગ્ય સમય સાંપડતાં તમને ફરીફરીને એવા પ્રસંગનો અનુભવ અને લાભ મળશે–તમે તમારો માર્ગ એક વાર મુકી દેશો તો પણ એક દિવસ એવો આવશે કે જે દિવસે એ અંતરનાદ થશે. તમારા વિકારો વીખરાઇ જશે અને અધોમન નિરાશ અને શક્તિહીન બનશે, યોગની સિદ્ધિ જેને થાય

નથી. તેને માટે શ્રીમદ્ ભગદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના ૪૧-૪૨ શ્લોકમાં જે કહ્યું છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. યોગી સંન્યાસી જેને જીવન મુક્તની દશા પ્રાપ્ત થઇ નથી તે ફરીને જન્મ લે છે. કેમકે યોગ કરવાની તેને આકાંક્ષા છે જેનાં પ્રયત્ન એક જન્મમાં અધુરાં રહેલાં હોય છે તે ફરી જન્મતાં જ્યાંથી અધુરૂં રહેલું છે ત્યાંથી આગળ કરવા માંડે છે. માટેજ આપણને વારંવાર કહેવામાં આવ્યું છે કે શુભ કર્મનો આરંભ તરત કરવો. અને વિલંબ કરવો નહિં. પંચદશીના પ્રકરણ ૯ ના શ્લોક ૫૦ પ્રમાણે આત્મવિચાર કરતાં અપરોક્ષ જ્ઞાન થતાં પહેલાં દેહપાત થાય તો તે યોગભ્રષ્ટ કહેવાય છે, યોગભ્રષ્ટ બે પ્રકારના હોય છે. સકામ અને નિષ્કામ સકામ યોગભ્રષ્ટ આત્મ તત્વના વિચારના બળથી સપ્ત લોકમાંના સ્વર્ગ ઇત્યાદિકને પામે છે. અને ત્યાં તેનો સમય પુરો થતાં શ્રીમાનનાં કુળમાં જન્મે છે. નિષ્કામ યોગભ્રષ્ટ બ્રહ્મતત્વના વિચારથીજ મહાત્માઓનાં કુળમાં જન્મ લે છે. તે મહાત્મા આત્મતત્વના નિશ્ચય વાળા હોય તેજ જો વૈરાગ્ય ભાવના પ્રબળ હોય તો વૈરાગ્ય આદિ સંપન્ન યોગીને ત્યાં તે જન્મ લે છે. શ્રીમદ્ભગવદ્ગીતાના ૬ અધ્યાયના ૪૪ શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે તે પોતે નહિ જાણતાં છતાં આગલા અભ્યાસથી દોરવાયો જાય છે, આનું કારણ સ્પષ્ટ છે પૂર્વ જન્મમાં જે સંગ્રહ બુદ્ધિમાં થએલો છે તે હજી છે કેમકે બુદ્ધિ અખંડીત છે જે જ્ઞાન ગુરૂ મુખથી નહિ મળે તે અંતરમાંથી પ્રગટ થાય આંતરે-આંતરે-વખતે વખતે આવી સ્થિતી થાય તે બશ નથી. અને તેથી પ્રયત્ન હમેશ જારી રાખવાનું છે બ્રહ્મમૂર્ત્તિ થઈ રહેવાને માટે મનનાં અભ્રો વિખરાઇ જવાં જોઇએ અને વારં-

વાર અભ્રો નહિં થાય તોજ ગગન નિર્મળ સ્વસ્વરૂપે રહે છે. આ બોધ આ સૂત્રમાં આપેલો છે.

જ્ઞાન ( અથવા ) વિદ્યાના મોટા ઓરડાની ભીંત ઉપર જે નિયમો લખેલા છે તેમાં ઉપર લખેલા પહેલા ( પ્રથમ ) છે જેઓ માગશે તેને મળશે. જેઓને વાંચવાની ઇચ્છા હશે તેઓ વાંચશે. જેઓની શિખવાની ઇચ્છા હશે તેઓ શીખશે.

સ. પી. શ્રીનીવાસરાવ પોતાની અંગ્રેજી ટીકામાં લખે છે કે અહિં વિદ્યા અથવા જ્ઞાનનું ધામ જે કહેલું છે તે છાંદોગ્ય ઉપનિષદ્‌માં અધ્યાય ૮ ખંડ ૧૪ પ્રજાપતિની સભા અને મૈત્રાયણ ઉપનિષદમાં ( ૬--૨૮ ) બ્રહ્મની શાળારૂપે વર્ણવે છે તે છે. મારા અલ્પ વિચાર પ્રમાણે અહિં જે સ્થળનું સૂચન છે તે બીજું હોવું જોઇએ જેહજી અધિકારી થવાની દશામાં છે અને બ્રહ્માનો લોક ઘણો ઉંચો છે બેશક બ્રહ્મના લોકમાં જે મૂર્તિ, છબી. લેખ, નહિં હોય તે નીચેની ભૂમિકાઉપર દેખાયજ નહિ પણ અહિં તો વાંચવાનો અને શિખવાનો ઉપદેશ છે, જે જીવ હજી અધિકારીની દશામાં છે પણ જેને શ્રીગુરૂદેવનાં પ્રત્યક્ષ દર્શન થયાં નથી. તેને બ્રહ્માના લોકમાં ગતિ કરવાની શક્તિ ક્યાંથી હોય ?

ગુમનાદ નામના અમુલ્ય રત્નરૂપ પુસ્તકમાં પહેલા ખંડમાં જે ચાર ઓરડાઓ ગણાવેલા છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ. ત્યારે વિદ્યા અથવા જ્ઞાન મેળવવાનું સ્થળ ભુવર્લોકનો એક પ્રવેશ દેખાય છે જીવને હજી તો માર્ગ માત્ર જડયો છે, અને ત્યાં પ્રયાણ કરવાનો તેને આરંભ કરવાનો છે, ભુવર્લોકમાંજ ઘણું શિક્ષણ લેવાનું છે ત્યાં મોહીની પણ અનેક છે તેમાં જે ફસાતો નથી તેજ આગ

જાવધી શકે છે. ભુવર્લોકના ભોગ ભમાવીને ભુલા પાડનારા છે જેને કર્મનાં બંધનથી મુક્ત થવું હોય તેણે તો ત્યાંનાં જુદાં દેખાઇતાં સુખોથી જેમ બને તેમ ત્વરાથી નાશી જવું જોઇએ. શ્રી ગુરૂદેવનું દર્શન અહિં થતું નથી કેમકે તે માયાવિક ભૂમિ છે. જાગ્રત સ્વપ્ન, અને શુશુપ્તી એ ત્રણ દશા ત્રણ ભૂમિકા દર્શાવે છે અને એ ત્રણથી પરતે તૂર્યા છે બીજી દશા સ્વપ્ન બીજી ભૂમિકા એટલે ભુવર પ્રદેશ સૂચવે છે જેમ જેમ જીવ આગળ વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ નવી નવી શક્તિઓ મળતી જાય છે જેને આપણે સિદ્ધિઓ જાણીએ છીએ તે એ શક્તિઓ છે એ સિદ્ધિઓથી લોભાવું નહિં એજ મોટું કામ છે શ્રી ગુરૂદેવનો સમાગમ ત્રીજી ભૂમિકા ઉપર છે એટલે બીજો ઓરડો જ્યારે જીવ ઓળંગી જાય છે ત્યારેજ એ સમાગમનો પ્રસંગ આવે છે અને ઉપદેશ પણ ત્યાર પછી મળે છે.

બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાના જે નિયમો છે તેમાં પ્રથમ નિયમો ઉપર બતાવેલા છે જેઓ માગશે તેને મળશે. અહિં જે માગવાનું છે તે માત્ર મોહોડે કહેવાનું નથી સ્વપ્નાવસ્થામાં આપણું મોં બંધ હોય છે તે છતાં વાણીનો વ્યવહાર જારી છે નેત્ર બંધ થાય છે જે માણસ ખરા અંતઃકરણથી માગશે તેનેજ મળશે જેને તિવ્ર તૃષા લાગી છે તેજ પાણી માટે તલ્પે છે. અધ્યાત્મિક ઉન્નતિ માટે જેને તિવ્ર લાગણી થએલી છે તેવા જીવો અહિં સમજવાના છે.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## પ્રથમ ખંડ સમાપ્ત.

# ખંડ ૨ જો.

**એ મૌન્યતા જે શાન્તિ છે તેમાંથી ધ્વની કરતો નાદ ( અથવા શબ્દ ) નીકળશે. એ શબ્દ કહેશે કે " એ ઠીક નથી, તેં વીણી કરી છે. ત્યારે રોપવું જોઇએ ". અને આ શબ્દ તે મૌન્યતા પોતે જ છે. તે જાણતાં તેને તાબે થઈશ.**

---

ભવિષ્યમાં કેમ વર્તન રાખવું, તેના શિક્ષણનો અહિંથી આરંભ છે. શશુપ્તીમાંથી તૂર્યાવસ્થામાં કેમ પ્રવેશ કરવો તેની એ કુચી છે. તૂર્યાનો અર્થ અહિં પ્રજ્ઞાલેત્રાનો છે હવે પછી શિષ્યે પોતાનાજ પ્રયત્ન અને બુદ્ધિ ઉપર આધાર રાખવાનો છે કેમકે હવે પછીની અવસ્થા વાણીથી વર્ણાઈ શકે તેમ નથી પોતાને જે જે અનુભવ થતા જાય. તે તે ઉપરથી જે શિક્ષણ લેવાનું હોય તે શિષ્યે પોતેજ સમજવાનું છે. તેણે દીપકતો પ્રગટાવ્યો છે. તેના પ્રકાશથી સઘળું નિરીક્ષણ થતું જશે. બહારની સૃષ્ટી ઉપરથી લક્ષ ગએલું છે. હવે જે મેળવવાનું છે. તે અંતરથી મળશે તો પણ શિષ્યને સહાયક થઈ પડે માટે અહિં કેટલાક નિયમો કથન કરેલા છે. એકવાર તોફાન પ્રસાર થઇ ગયું અને શાન્તિ વર્તી ગઈ તો સત્યની શોધ કરવાને રૂડો પ્રસંગ પ્રાપ્ત થાય છે. અંતરનો નાદ તેની પાસેજ રહેલો છે થોડો સમય કાંઇ કારણથી શિષ્ય એવાત ઉપરથી લક્ષ જતું કરશે તો પણ એક ક્ષણ એવી આવશે કે તેના આખા શરીરમાં ઝણુ કારો થઇ રહેશે. અને તેના દૈહિક વિકારો વીખરાઈ જશે માટે જેમ

અને તેમ ત્વરા રાખી આગળ .વધવાને પ્રયત્ન કરવું એજ ઉચીત છે. સમય તો પવનની ગતિનો છે. ગએલો પાછો પણ હાથ લાગતો નથી.

જેટલું થયું છે. તેટલાથીજ શિષ્યે સંતોષ પકડીને બેશી રહેવાનું નથી. જે પ્રાપ્ત થયું છે. તે કાંઇજ નહિં પણ માર્ગનો એક છેડો જ્યાંથી પ્રયાણ કરવાનું છે. હવે જોતે આળસુ અને નચીંત થઇ બેશી રહેશે તો તેની ભુલ છે. બીજી વસ્તુઓ ભણીજ લક્ષ રાખ્યા કરતાં એવું પણ બને કે દ્રષ્ટીએ પડેલો માર્ગ દ્રષ્ટીમાંથી ખસી જાય, અને નવેસરથી મથન કરવું પડે.

આગળ જે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે વર્તન રાખતાં વિવેક વૈરાગ્ય જેમે સદાય સાથેજ જોડાએલાં રહે છે. તે પ્રાપ્ત થાય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૨ જા અધ્યાયના પર મા શ્લોકમાં કહ્યું છે કે તારી બુદ્ધિ જ્યારે મોહરૂપી મેલની પાર જશે ત્યારે વૈરાગ્ય થશે. મોહ જતાં વિવેક આવે છે. એટલે સત્ અને અસત્ સમજાય છે. કર્મની સિદ્ધી તે યોગ નથી. પણ મનની સમતુલ્યતા રહેવી એ સિદ્ધિ છે. પ્રથમ કર્મથી મળને ધોઇ નાંખવાનો છે. ક્રમે ક્રમે ચડવાનું છે. પ્રથમ મનની નિર્મળતા, પછી જ્ઞાનની પ્રાપ્તી-ને પછી કર્મનો સંન્યાસ, અને છેવટે જ્ઞાનમાંજ ભક્તિ, સર્વ કર્મ ઇશ્વર પ્રસન્નાર્થેજ હોવાં જોઈએ. કર્મ રહેવાની જગાજ અભિમાન છે. તે અભિમાન જ્ઞાનના ઉદયથી નાશ થાય છે એનો સરખ ઉપાય સર્વ કર્મ જન સમૂહની સેવા અર્થેજ થવાં જોઇએ, યજ્ઞ ત્રણ પ્રકારના છે, કાયીક, વાચીક અને માનસિક, બહારની સૃષ્ટીના સંબંધથી તેમના ચાલતા વ્યવહારો જોઇ લીધા. તેનાં પરીણામ કેવાં આવે છે. તે જાણ્યું.

એ વ્યાવહારોમાં આસક્તિ રાખવાથી દુ:ખથી મુક્ત થવાતું નથી. અને બાહ્ય સૃષ્ટીના સર્વ વિષયો. તેની સર્વ વસ્તુઓ, અને એ બાહ્ય સૃષ્ટી પોતે વિનાશી જણાઇ જાય છે તેના સર્વ વ્યવહારમાં દુ:ખના અંકુર છુપાયલાં છે. માટે તેનાથી વેગળા રહેવું જોઇએ વેગળા કેમ થવાય ? આ પૃથ્વી કર્મ ભૂમિ છે. અને દેહ પણ કર્મની બંધાયલી છે. તો જ્યાં સુધી પૃથ્વી ઉપર દેહ રહેશે. ત્યાં સુધી કર્મ છુટવાનું નથી. એ સાધારણની યમ છે. કર્મનું લેપન નહિં થાય તેને માટે શ્રીકૃષ્ણભગવાને અર્જુનને ખુલ્લો ઉપદેશ કીધો છે કે કર્મમાં આશક્તિ રાખ્યા વિના તેનાં ફળની આશા રાખ્યા વિના માત્ર પોતાનું કર્તવ્ય કરૂં છું. એમ સમજીને કર્મ જે કરે છે. તેનું અભિમાન છુટે છે. અનેક કર્મનાં બંધન તેને સ્પર્શ કરી શકતાં નથી. બહાર નીકળતી વૃત્તિઓ બહારના વ્યવહારથી કંટાળી જાય છે. તેમાં તેને સાર જણાતો નથી. અને તેથી અંતરમાં તે વળે છે. આજ વૈરાગ્ય છે વૈરાગ્યની સાથે વિવેક જોડાએલોજ છે, શ્રીમદ્ ભાગવતના દશમા સ્કંધમાં યમલાર્જુન વૃક્ષોને ઊખળ સાથે બંધાયલા બાળકરૂપ શ્રી કૃષ્ણજી ભાંગી નાંખીને તેમાંની બે વ્યક્તિને મુક્ત કરવાની જે કથા છે. તે આજ શિક્ષણ આપે છે.

તેં વીણીકરી છે હવેતારે રોપવું જોઈએ. આ વાકયમાં અર્થ ઘણોજ રહેલો છે. તારાં કર્મોનાં ફળ તેં ભોગવ્યાં છે. સંસારમાં આસક્તિ રાખતાં અનેક જન્મ થઇ ગયા. અને હાલનો થયો છે. એ સર્વ જન્મો કર્મને આધિન હતા. જેવાં કર્મ તેવાં ફળ મળેલાં છે સારાંનાં સારાં, માઠાંનાં માઠાં. સારાંનાં સારાં ફળ મળ્યાં એવાત ખરી છે પણ હવે અધ્યાત્મિક કીર્ણનો ઝળકારો થઈ જતાં તારી બુદ્ધિ વિકાસ પામતાં તું સમજયો છે કે કર્મ ગમે તેવાં હોય પરંતુ

તેનાં ફળ નાશવંત છે. અને એથી ખરી શાન્તિ અને ખરૂં સુખ મળતાં નથી. માટે સારાં અને માઠાં સર્વ કર્મથી પરજવાનું છે કર્મ એ પ્રકૃતિનો ધર્મ છે. અને ચૈતન્યનો નથી. ત્યારે પ્રકૃતિને ઓળંગી જવી એ મોટું કામ છે તારા અંતરમાં કર્મ અને કર્મનાં ફળ ભરાઈ રહ્યાં હતાં. તે હવે નીકળી ગયાં છે. એ સ્થળ ખાલી પડ્યું છે. તે ખાલી પડતર રહેવા દેવામાં ભય રહેલો છે. ખેતરમાંનું અનાજ વીણી લીધા પછી અનાજના કણસલાં (છોડ) ઉખેડી નાંખ્યા પછી જોતેમાં કાંઇ ઓરવામાં નહિં આવે અને તે પડતર રહેતો તેમાં સમયજતાં ઘાસ, ખાવો, દાભડો, ઉગી નીકળે છે. અને તેથી જમીનની ખરાબી થાય છે. એ પોતાની મેળે ઉગી નીકળેલાઓનાં મૂળ કહાડી નાંખવામાં મહાન્ શ્રમ અને ધનનો વ્યય થાય છે. તેમ જ અંતરને પડતર રાખવાનું નથી. તેમાં ઓરણી કરવી જોઇએ. આજ સુધી સ્થૂળ દેહમાં સ્થુળ વસ્તુની ઓરણી થતી હતી. કેમકે સ્થૂળ ઉપરજ માત્ર દ્રષ્ટી હતી. હવે સ્થૂળ દ્રષ્ટીથી અગોચર થયું છે અને અંતરમાં સૂક્ષ્મ ભણી દ્રષ્ટી વળી છે. તેથી હવે જે ઓરણી થશે તે તેને અનુકુળ પ્રકારની થશે. વીજળીનો ચપળ–લપટ–ચળકારો શિષ્યની સર્વ વૃત્તિને ફેરવી નાંખે છે. બહારની સૃષ્ટીની વસ્તુઓ માંથી. ગૃહણ કરવામાં તેનું આજ સુધી ચિત્ત હતું. હવે તે વૃત્તિને બદલે અને ગૃહણ કરવાને બદલે દાન કરવાની આપવાની વૃત્તિ પ્રગટ થાય છે. પ્રવૃત્તિને શોધનારો અને સેવનારો પ્રવૃત્તિને તજીદઈ નિવૃત્તિને આસક્ત થઇ તેની સેવા કરવાને આતુર બની રહે છે. અંતરની પ્રેરણા જનસમૂહના કલ્યાણનાં કાર્યમાંજ અર્થની સિદ્ધિ બતલાવી દે છે. એટલે કાર્ય કરતો તે અટકતો નથી—તે બંધ

પડતો નથી. પરંતુ હેતુનું સ્વરૂપ પટયઇ જાય છે સ્વાર્થ જતો રહી પરાર્થ આગળ આવે છે. કર્મ કરવાની કુશળતા ભગવદ્દગીતામાં જે કહેલી છે. તેનોજ અહિં બોધ છે.

તું જે હવે શિષ્ય છે. ઉભો રહેવાને શક્તિમાન છે. સાંભળવાને શક્તિમાન છે. જોવાને શક્તિમાન છે. બોલવાને શક્તિમાન છે. જેણે કામનાને જીતી છે. અને આત્મજ્ઞાનની પ્રાપ્તી કરી છે. તારી પોતાની આત્મકળીને જેણે જોઇ છે. અને ઓળખી છે. અને મૌન્યનો નાદ સાંભળ્યો છે. તે તું વિદ્યા (જ્ઞાન)ના મોટા ઓરડામાં જા, અને તારે માટે ત્યાં જે લખેલું છે તે વાંચ.

અહિં શિષ્યે એમ સમજવાનું છે કે ઉભો રહેવાને શક્તિમાન એટલે તેને દ્રઢ વિશ્વાસ હોવો જોઇએ. સાંભળવાને શક્તિમાન એટલે અંતરનાં દ્વાર ઉગડેલાં હોવાં જોઇએ. જોવાને શક્તિવાન એટલે બોધ અથવા જ્ઞાન ગ્રહણ કરેલું છે. બોલવાને શક્તિવાન એટલે બીજાઓને સહાય કરવાની શક્તિ મેળવેલી છે. કામનાને જીતી છે. એટલે પોતાના ઉપર અંકુશ મેળવ્યો છે. અને પોતાનો કેમ ઉપયોગ કરવો તે શીખી લીધું છે. આત્મજ્ઞાનની પ્રાપ્તી કરી છે. એટલે અંતરગઢ. ( અથવા અંતરનો કિલ્લો ) જયાંથી પીંડ પુરૂષ એટલે દેહધારી મનુષ્યને નિષ્પક્ષપાત પણે જોઇ શકાય ત્યાં તે પહોંચી ગએલો છે. આત્મકળીને જોઈ છે. એટલે અંતે શિષ્યને મનુષ્ય કરતાં વિશેષ જે રૂપાંતર કરનાર છે. તે રૂપાંતરનીજ પોતાનામાં ઝાંખી તે પામ્યો છે ઓળખી છે એટલે કોઈ પ્રેતતુલ્ય ભયાનક સ્વરૂપ સામું આવ્યું હોય ને ભય પામી પાછો હઠી જાય, તેમ પાછાં નહિં હઠતાં આંખ મીંચ્યા વિના ઝળહળ ઝળકતા પ્રકાશને

જ્યોતિને નિહાળવાના કાર્યમાં તે પ્રવિણ થયો છે. આ પ્રમાણે કેટલાકને થાય છે. અને તેથી શિષ્યે મનમાં દ્રઢતા રાખી હિમત્ત રાખવાની છે કેમકે તેને પ્રથમથી. શું થશે તેની ચેતવણી આપવામાં આવેલી છે અને વિશેશ કારણ એ છે કે એ પ્રમાણે થતાં તેને વિ-જય અને શ્રેષ્ઠ આધ્યાત્મિક લાભની પ્રાપ્તી છે. જો કદાચ તે નબળો નીવડે છે. અને જે જ્યોતિ તેની સન્મુખ આવે છે. તેને નિહાળ-વાથી તે ખેંચાઇ જાય છે. તો હાથમાં આવેલો વિજય તે ગુમાવે છે. નાદ સાંભળ્યો છે. એટલે એમ સમજવું કે જે સાચો ઉપદેશ છે તે માત્ર અંતરમાંથી મળે છે. અને ઓરડામાં જવાનું કહ્યું છે એટલે શિક્ષણ ગ્રહણ થઇ શકે તે અવસ્થા પ્રાપ્ત કરવી, શિષ્યને માટે ત્યારેજ અનેક અક્ષરો લખવામાં આવશે. અને તે પણ તે સહેલથી વાંચી શકે માટે તેજોમય અક્ષર લખાશે, જ્યારે શિષ્ય તૈયાર છે, ત્યારે ગુરૂ દેવ પણ તૈયાર છે.

શ્રીમદ્યોગવાશિષ્ટના મુમુક્ષુ પ્રકરણના છઠ્ઠા સર્ગમાં કહ્યું છે કે ધર્મ અને મોક્ષ એ બે પુરૂષાર્થની સિદ્ધિ છે અને તેને માટે જ્ઞાનનાં સાધન શ્રવણ આદિ સંમ્પાદન કરવાં જોઇએ. પુરૂષાર્થનું સ્ફૂરણ પુરૂષાર્થનાં સાધનોની ઇચ્છા અને તેથી ઇંદ્રિયોની પ્રવૃત્તિ એટલાં પુરૂષાર્થનાં રૂપ છે અને એઓથીજ ફળની પ્રાપ્તી થાય છે. ( સર્ગ ૭ મો ) પોતાનામાં, વેદના વચનમાં અને ગુરૂમાં સમ્પૂર્ણ ભરોસો—શ્રદ્ધાની આવશ્યકતા છે. જ્યાં સુધી એ શ્રદ્ધા નહિં હોય, ત્યાં સુધી માણુસ ડગમગે છે. એટલે તેના પગ ધ્રુજે છે. એ ધ્રુજા-રી—ડગમગ પણું જતું રહીને નિશ્ચયાત્મક વિચારથી દ્રઢ થઇ ઉભા રહેવાથીજ કાર્યની સિદ્ધિ છે. પોતાનામાં વિશ્વાસ તે શું ? જીવપર-આત્માનુંજ સ્વરૂપ છે. અને તેથી તેની શક્તિ અગાધ અને પરમા-

ત્માના જેટલીજ છે. કોઇપણ કાર્ય એવું નથી કે જે કરવાને તેનામાં શક્તિ નથી.

અહિં સાંભળવાનું અને જોવા વગેરેનું જે કથન કરેલું છે તે સ્થૂળ ઇંદ્રિથી સમજવાનું નથી એ ઈંદ્રિયના વ્યવ્હારતો પ્રાણી માત્રને છે બહારના નાદથી જે કાન કંટાળી ગયા છે. બહારની વસ્તુથી જેનેત્રો નિરાશ થઈ ગયાં છે. તેની ગતિ માત્ર બહાર છે અને બહારની સૃષ્ટીથી તેને સંતોષ થવાનો નથી પણ અરે ! ખરી રીતે રસનો સ્વાદ લેનાર, સંતોષથી તૃપ્ત થનાર, એ ઇંદ્રિયો પોતે તો છેજ નહિં, એ ઈંદ્રિયતો નાટીકારૂપ છે જે દ્વારા એ સર્વ રસને ચાખનાર મન છે, માટે એ મન બહારની સ્થૂળ સૃષ્ટીથી વિમુખ થઇને સૂક્ષ્મ ભૂમિકાઓ ઉપર શોધ કરે છે તે ભૂમીકાને માટે સૂક્ષ્મ ઇંદ્રિયોનો ઉપયોગ કરવાનો જેમ કે નેત્રના સંબંધમાં જ્ઞાન ચક્ષુ અને દિવ્ય ચક્ષુ છે. જેને માટે અવલોકન થાય છે તે અપ્રાણ અમન, પરાત્પર છે, એટલે ત્યાં ચર્મ ચક્ષુની, પ્રાણની, વૈખરીવાણીની, કશાની ગતિ નથી. શ્રીમદભગવદ્ ગીતાના ૧૧ મા અધ્યાયમાં જ્યારે અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને તેમનું નહિં નાશ પામવાવાળા શરીરનું દર્શન કરાવવાની પ્રાર્થના કરી ત્યારે યોગેશ્વર શ્રી કૃષ્ણ તેને કહે છે કે " ખરેખર તારી આ આંખથી તું મને જોઈ શકીશ નહિં " " હું તને દિવ્ય ચક્ષુ આપું છું હવે તું મારા યોગનું બળ જો " ( શ્લોક ૮ મો ) આ પ્રમાણે કહીને શ્રી કૃષ્ણે પોતાનું સ્વરૂપ પ્રગટ કરી સૃષ્ટીનાં, સંસારનાં, સર્વ વ્યવ્હારનું દર્શન અર્જુનને કરાવ્યું, પણ અર્જુન તે જોઇને ગભરાયો, દિવ્ય તેજ તેનાથી સહન થઇ શકયું નહિં અને શ્રી કૃષ્ણ ભગવાનને ફરી પ્રાર્થના કરતાં તેમણે તે રૂપ પલટીને પાછું પોતાનું મૂળ સ્વરૂપ દર્શાવ્યું. એજ પુ-

-સ્તકના ૧૩ મા અધ્યાયનો છેલ્લો શ્લોક છે તેમાં જ્ઞાન ચક્ષુ માટે કહે છે કે જ્ઞાનરૂપી આંખથી ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્રમાં શું ભિન્નતા છે. તે તથા પ્રકૃતિથી જીવ કેમ છુટા થાય છે તે જોય છે. તે મોક્ષને પાત્ર છે. યોગથી જે દ્રષ્ટી પ્રાપ્ત થાય છે તે દિવ્ય ચક્ષુ અને જ્ઞાનથીજ જે પ્રાપ્ત થાય છે તે જ્ઞાનચક્ષુ છે છાંદોગ્ય ઉપનિષદ, મુંડક ઉપનિષદ, મહા ભારતના અનુશાશન પર્વમાં અને અશ્વમેધ પર્વમાં આ દૃષ્ટિઓનું કથન છે પુરૂષ પ્રયત્ન વિના આવી પ્રાપ્તી થતી નથી શ્રીમદ્યોગ વાશિષ્ઠના મુમુક્ષુ બીજા પ્રકરણના છઠ્ઠા પ્રકરણ પ્રમાણે ગુરૂ સેવા આદિ શારીરીક ક્રિયાથી અને મહાત્માઓના સમાગમ તથા ઉત્તમ શાસ્ત્રોના શ્રવણવડે અત્યંત સ્વચ્છ થએલી બુદ્ધિથી પોતાની મેળે આત્માનો ઉદ્ધાર કરવો એજ સ્વાર્થ સાધવાનું કહેવાય છે.

કામનાને જીતવાની છે એટલે અધોમનની વૃત્તિઓ અટકાવવાની છે. બંધન અને તેમજ મોક્ષનું કારણ મન છે. અધોમન બંધનમાં નાંખે છે અને ઉર્ધ્વ મન પર્વતના શિખર ઉપર લઇ જાય છે. પોતાના ઉપર અંકુશ રહેવો જોઇએ. એમ વારંવાર કહેવામાં આવે છે તેનો અર્થ એજ છે કે તમારા અધોમનના વિકારોને શાન્ત કરી નાંખો.

આત્મજ્ઞાનની પ્રાપ્તી કરી છે. એમાં એમ સમજવાનું છે કે પોતાનામાં જે જે વિચારો છે તે સઘળાને જાણી લે છે. પોતાનું તે સર્વ સારૂં તેને દેખાતું નથી સારાં માઠાંની ખરી પરીક્ષા પક્ષપાત વિના કરવાની શક્તિ આવેલી છે. આવી રીતે થતાં માણસ પોતાની ખામીઓ પોતાનાં છીદ્રો જોઇ શકે છે. તે ખામીઓ દુર કરવાને તે પ્રયત્ન કરે છે. કેમકે એ ખામીઓ તે ખામીઓ છે. એમ તે સમજે

છે. પ્રત્યેક મનુષ્યે એ પ્રમાણે પોતાનાં પ્રત્યેક કૃત્યનો શાન્ત મનથી વિચાર કરવાનો છે.

આત્મકળી જોઇ છે અને ઓળખી છે તેની સમજ ઉપર આવી ગઇ છે, શિષ્ય તૈયાર હોય છે તો ગુરૂદેવ પણ તૈયાર હોય છે. ગુરૂને--ખરા ગુરૂને શોધવા જવા પડતા નથી એ મહાન્ નિયમ અહિં સૂચવ્યો છે. મૂળ સંસ્કૃત સહિત ગુજરાતી ભાષામાં જે ભાષાંતર સુરત દેશી મિત્રના પ્રેસમાં છપાઇ એક થીઓસોફીસ્ટ તરફથી પ્રગટ થયું છે. તેની પ્રસ્તાવના ઉપર વાંચનારનું લક્ષ ખેંચવામાં આવે છે. અધમ આચરણ કરવાથી અત્યંત દુઃખ પામતા મનુષ્યોને અનુગ્રહ કરવા માટે જીવનમુક્ત પુરૂષો મહાત્માઓ અવશ્ય પૃથ્વી ઉપર ફર્યા કરે છે. વળી શ્રીમદ્‌ભાગવદ્ સ્કંદ ૩ જો અધ્યાય ૫ શાન્તિપર્વ, મોક્ષધર્મ. ઉતરાર્દ્ધ, અધ્યાય ૧૨૦ પૂર્વાર્દ્ધ અધ્યાય ૩૫ મહાશિવપુરાણ કૈલાશ સંહિતા અધ્યાય, આપોઆપ શ્રી ગુરૂદેવો આવીને મળે છે પણ કયારે? શામ્યદશા પ્રાપ્ત થાય છે ત્યારે જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો શ્લોક ૪૯ નીચે ટીકા.

**૧ આવતા રણસંગ્રામથાં બાજુ ઉપર ઉભો રહેજે અને અગર જોતું યુદ્ધ કરે છે, તો પણ તું યોધ્ધો થતો નહિં.**

**૨ યોદ્ધાને ખોળીકાઢ, અને તારા મહિં તેને લડવાદે.**

**૩ લડાઇને માટે તેના હુકમ લે અને તેઓને તાબેથા.**

**૪ જાણે તે સેનાપતિ હોય, તેમ તેને તાબે નહિંથા, પણ તે તું પોતેજ છે.**

અને તેના ઉચ્ચારેલા શબ્દો તે તારી ગુપ્ત ઇચ્છાઓ, ઉચ્ચારણ થયેલી છે, એમ સમજી તાબે થજે. કેમકે તે તે તુંજ છે. પણ

તારા કરતાં, અત્યંત પ્રાજ્ઞ ( ડાહ્યો, બુદ્ધિવાળો ) અને વિર્યવાન છે. તેને માટે તું જોજે નહિં તો યુદ્ધના જુસ્સામાં અને ઉતાવળમાં તું તેને ઓળંઘીને ચાલ્યો જાય અને તું તેને ઓળખતો નહિં ત્યાં સુધી તે તને ઓળખશે નહિં, તેના શ્રવણકરતા કાનમાં તારો શબ્દ જઈ મળશે ત્યારે તારા મહિં તે યુદ્ધ કરશે, અને અંતરમાંના જડ શુન્યને ભરી દેશે, અને જો એમ હોય તો, શાન્તીથી અને શ્રમીત થયાવિના અને એક બાજુ ઉપર ઉભો રહીને તારીવતી તેને યુદ્ધ કરવા દેતાં તું યુદ્ધમાં પાર જઈ શકીશ, ત્યારે એક પણ પ્રહાર આડો અવળો મારવો, તારે માટે અશકય થશે, પણ જોતું તેને માટે ખોળ નહિં કરે જોતું તેની પાસેથી ચાલ્યો જઈશ તો તારે માટે સંરક્ષણ નથી. તારૂં મગજ ભ્રમણ કરશે તારૂં અંતઃકરણ ચળવિચળ થઈ જશે. અને રણસંગ્રામની ધુળમાં તારી દ્રષ્ટી અને ઇંદ્રિયો ભંગ પામશે. અને શત્રુઓથી તારા મિત્રોને તું પારખી ઓળખી શકીશ નહિ.

તે તું પોતેજ છે તોપણ તુંતો સમર્યાદ અને પ્રમાદ ( ભુલ ) ને પાત્ર છે તે સાશ્વત અને દ્રઢ નિશ્ચય છે તે સનાતન સત્ય છે. એક વાર તેણે તારામાં પ્રવેશ કીધો અને તારો યોધ્ધો તે થયો તો પછી તે કદી પણ સમૂળો તજી દેશે નહિં અને મહાન શાન્તીને દિવસે તારી સાથે તે એક થઈ રહેશે.

આ ચાર નિયમોનું એક મંડળ છે અહિ જે યુદ્ધ કહ્યું છે તે અંતરમાં થતું યુદ્ધ છે જેમાં મનોવિકારને જીતવાના છે આ નિયમોમાં શબ્દની રચના ગુંચવી નાખે તેવી છે તું યુદ્ધ કરે છે. એમ કહી કહ્યું કે યોધ્ધો થતો નહિ વળી કહ્યું કે તું દૂર ઉભો રહેજે આ શું ? આ કહેવામાં તો મોટો વિરોધ દેખાય છે પણ ખરી રીતે

જોતાં વિરોધ નથી. માણસ તે કોણ? તેનું બંધારણ શું? એ પ્રશ્નનો ખુલાસો થતાં વિરોધ ઉડી જાય છે. દેહ અને દેહિ–આત્માને ઉપાધી–પુરૂષને પ્રકૃતિ–એ એના સંયોગનું પરીણામ–પ્રત્યેક જીવ છે। एकोदेव सर्व भूतेषु गुढः सर्व व्यापि सर्वभूतान्तरात्मा कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचो ता केवलो निर्गुणश्चः તે અર્થ તે એકજ દેવ-ઇશ્વર–છે. ભૂત પ્રાણી માત્રમાં તે છુપાએલો છે. સર્વ વ્યાપિ છે. ભૂત માત્રમાં અંતરનો આત્મા છે. સર્વ પ્રાણીઓમાં રહીને કર્મનો અધ્યક્ષ છે. શાક્ષી છે. જોનારો છે એકજ છે અને નિર્ગુણ–ગુણ રહિત છે શ્વેતાશ્વતર ઉપનિષદ ૬–૨ યજુર્વેદ આરણ્યક ૬–૨–૪ મા કૃથન છે કે તે એક છતાં અનેક રૂપે મનાય છે સર્વ જનોના અંતરમાં રહેલો છે. સર્વનો શાસ્તા પ્રેરણા કરવાવાળો શિક્ષા આપવાવાળો અધિશ્વર છે શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૩ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાનનું વચન છે કે" હે? કૌંતેય આ શરીરને ક્ષેત્ર કરીને કહે છે અને તેને જાણનારો જે છે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે એમ વિદ્વાનો કહેછે એજ પુરૂષ અને પ્રકૃતિ છે ભગવદ્ ગીતાના એજ અધ્યાયનો ૨૯ મો શ્લોક એવો છે કે સઘળી જગાએ જે જે કાંઈ કામ થાય છે તે સઘળાં કામ કરનારી પ્રકૃતિજ છે. અને આત્મા કાંઇજ કરતો નથી એમ જે જોય છે તેજ ખરેખરૂં જોયછે, પ્રકૃતિ ગુણમયી છે અને સૃષ્ટીમાં રૂપોની અને કર્મની ભિન્નતા દેખાય છે તેનું કારણ તે છે આત્મા અથવા પુરૂષ નિર્ગુણ છે અને કાંઇજ કરતો નથી જે થાય છે તે સર્વ વિષ્ણુ ભગવાનની લીલા છે માયાથી વિંટલાયલા ઇશ્વરની સઘળી લીલા છે રૂપો વારંવાર પલટાય છે અને તેથી તે મીથ્યા--જુદાં છે અને સત્ય તો માત્ર તેજ--ઇશ્વર-આત્મા છે.

ઉપર પ્રમાણે છતાં આત્મા અથવા પુરૂષ કર્ત્તા--ભોક્તા--જણાયછે એ વાત્ત ખરી છે તેનું કારણ શું ? પ્રકૃતિના વિકાર જે દેહ, ઇંદ્રિય, મન, આદિક છે, તેમણે ક્ષેત્રજ્ઞને કર્ત્તારૂપ અને ભોક્તારૂપ બનાવી દીધો છે. એમ છતાં જે પ્રકૃતિના વિકારો તે ક્ષેત્રજ્ઞને જાણતા નથી પણ તે ક્ષેત્રજ્ઞ તે વિકારોને જાણે છે. મહાભારત શાંતિ પર્વ, મોક્ષ ધર્મ પૂર્વાર્દ્ધ અધ્યાય ૭૨ મો. જ્યાંસુધી દેહી દેહને વિષે રહેલો છે ત્યાંસુધી દેહવડેજ સર્વ કર્મ થાય છે તમામ કર્મ રજોગુણ વડે છે અને રજોગુણ પ્રકૃતિમાં રહેલો છે તેથી સર્વ કર્મ કરનાર પ્રકૃતિ છે દેહી દેખાતો નથી અને તેથી સામાન્ય જનમંડળ દેહને કામ કરતાં જોઇને તે દેહવાળો માણસ કામ કરે છે એમ માની લેછે. દેહ તેજ માણસ છે એવી ભ્રમણા અહિં વર્તે છે, આ ભ્રમણાને વશ આગળ ચાલેલો જે શિષ્ય નથી તેજ એમ સમજે છે કે કઠોપનિષદ ૧--૨--૧૮ અને છાંદોગ્ય ઉપનિષદ ૮--૧૨--૧ માં કહ્યું છે તે પ્રમાણે દેહ અથવા શરીર--વિકારી--સમર્યાદ અને નાશવંત છે અને મૃત્યુને આધિન છે પણ તેમાં વસનારો તેથી ઉલટોજ છે. પ્રકૃતિ જડ છે અને તેના પોતાનામાં કંઇજ નથી પુરૂષ સાથેનો સંબંધ તેને શક્તિ આપે છે. જળનો થોડો સમુહ જડ થઇ એકજ સ્થળે પડેલો રહેલો છે પરંતુ તે જળમાં સૂર્યનું કીરણ પ્રવેશ કરતાં તેમાં ગતિ આવે છે. અને વરાળરૂપ થઇ ઉચે ચઢી જાયછે, એજ પ્રમાણે પારો લઇશું તો તે પણ તેજનો સ્પર્શ થતાં ગતિમાન થાય છે આ જ્ઞાન તેજ વિવેક છે કે જે શિષ્યને પ્રાપ્ત થઇ ચુકયું છે બાહ્ય વિષયોથી તૃપ્તી થતી નથી. એ તેના જાણવામાં આવ્યું છે અને તેથી વૈરાગ્યનો ઉદય થએલો છે. હવેજ ખરો કટોકટીનો સમય આવેલો છે બહા-

રનું બધું મુકી દેવાનું છે અને અંતરનું સારૂં ગ્રહણ કરવાનું છે સત્યનું નિરીક્ષણ કરવાને હજુ સુધી મન પાત્ર થયું નથી. અદ્યાપી પર્યંત જેની સાથે સ્નેહ પ્રેમ હતો, તેનો વિયોગ કરીને બીજે સ્થળે જવાનું છે શિષ્ય ગભરાયલો બહાવરો બની સહાય મેળવવાને માટે ઉત્કંઠ થઈ રહ્યો છે સહાય આપનારતો પાસેજ છે પણ જ્યાંસુધી તેની ભણી લક્ષ ગયું નથી. તેની પાસે તે માગવામાં આવી નથી. જ્યાંસુધી બોલતો નથી. જ્યોતિનો ઝળકારો અલપ, ઝલપ થઈ જતાં આતુરતા તિવ્રતાને પામેછે સહાયની પ્રાર્થના થતાં આગળ વધવાનો પ્રસંગ સાંપડે છે કુરૂક્ષેત્રની પવિત્ર ભૂમિ ઉપર પાંડવ કૌરવનાં સૈન્ય-ની મધ્યે રથમાં વિરાજેલા અર્જુનની સ્થિતિ આજ હતી. અર્જુન આ સમયે ઉભય પક્ષથી નિરાળો ઉભો હતો પણ નિયંતા ગુરૂદેવ નિકટેજ હતા.

આ વેળાએ જે રણસંગ્રામ મચી રહે છે તે અધોમન અને ઉર્ધ્વમન વચ્ચે છે દુર્ગુણ અને સદ્દગુણ, દેવ અને અસુર વચ્ચે છે સઘળા નબળા વિકારોનો પરાજય થાય, તોજ ઇચ્છીત ફળની પ્રાપ્તી છે ઈંદ્રિયો તોફાની છે. તે બાળકની પેઠે ચારે પાશ નાશ ભાગ કરે છે એવી છે માટે પીતા જેમ બાળકોને વશમાં રાખેછે તેમ પુરૂષોએ તે ઈંદ્રિયોને વશ રાખવી ( શાંતિપર્વ મો. પૂ. અ. ૭૭) ઇંદ્રિયોના વિશયમાં પ્રીતિ નહિં રહેતાં આત્માને વિષે પ્રીતિ થવાનો સમય આવ્યો છે.

રણસંગ્રામમાં આત્મા પુરૂષનો માત્ર દ્રષ્ટારૂપ છે સ્થૂળ ભૂમી ઉપર લડવાનું સ્થૂળ દેહથી અને માનસિક ભૂમિ ઉપર લડવાનું મા-નસિક દેહથી છે, લડનારી એ દેહ છે એ દેહ તે તું નથી. તું જો

નહિં હોય તો એ દેહ લડી શકે નહિં, માટે તું લડેછે એ કહેવામાં અઘટીતપણું નથી. પણ તારે લડનારી દેહને હું છું એમ માનવાનું નથી એવું દેહાભિમાન હાનીકારક છે માટે વેગળા ઉભા રહેવાનું કહ્યું છે એ લડાઇમાં હુકમ કોનો માનવો? તે હુકમ આપનારો તું પોતેજ છે અને તારાથી જુદો કોઇ નથી. અનેક વિકારોરૂપી વાદળાંઓ જેમ જેમ ખસતાં--વિખરાઇ જાય છે તેમ તેમ ઉપરથી પ્રકાશ વધારે ને વધારે પડે છે જેમ જેમ એ પ્રકાશ વધારે પડતો જાયછે તેમ તેમ વધારે માર્ગ દેખાય છેઃ ઇંદ્રિયો અને અધોમનના ઉત્પાતો અને તેની કલકલાણમાં જોતું હે? શિષ્ય ગભરાઇ ગયો અને ગભરાટમાં ઉપર દ્રષ્ટી કરવી ભૂલી ગયો તો તારૂં કાંઇ વળવાનું નથી. એ ઇંદ્રિયો અને અધોમન આજ સુધી અલમસ્ત થઇ તારા ઉપર સત્તા ચલાવતાં હતાં. અને સ્વચ્છંદપણે વર્તતાં હતાં તેને તરછોડી નાંખી તેની સત્તા લઈ લઇ, તેને તારાં ગુલામ જેવાં કરી રાખે, તો તેનાથી સહેલથી સહન કેમ થઇ શકે? તેઓ શહોર બકોર અને કોલાહલ કરી મુકે એમાં શું નવાઇ? એજ વેળાએ દ્રઢતા રાખીને અંતરમાં દ્રષ્ટી કરવાની છે અને ત્યાંથી જે આજ્ઞા મળે તે પ્રમાણે વર્તવાનું છે તેની આજ્ઞા પ્રમાણે ચાલતાં તું જે જે પ્રહાર કરીશ રીપુઓને જે જે બાણ મારીશ તે સચોટ કામ કરશે અને એક પણ પ્રહાર એક પણ બાણ નિષ્ફળ નહિં જાય કામ ક્રોધ મોહાદિક રીપુઓ જગ પ્રસિદ્ધ છે એટલે તેને વિષે અહિં કથન ઉપયોગનું નથી.

**૫ જીવનનું માન તું શ્રવણકર.**

**૬ જે મધુર્યનું શ્રવણ કરે, તે તારી સ્મૃતિમાં સંગ્રહી રાખ.**

**૭ સ્વરની સમાનતા, એક સરખા સ્વરનું શિક્ષણ, તે ઉપરથી શીખીલે.**

નિર્મળ આત્માનું શિક્ષણ જીવનનું ગાન છે. પ્રત્યેક માનુષી હ્રદયમાં અગર જો કલીષ્ટ ઝરણુ છે. તો પણ તે સ્વભાવિક માધુર્ય રહેલું છે. શિષ્યને પ્રથમ તો તે નહિં જડશે. અથવા માત્ર વિશમતા તેને જણાય પણ તેણે ઉંડાણમાં જોવું જોઇએ. અને તે જો નાઉમેદ થાય. તો તેણે થોડીવાર થોભીજવું, અને એથી વધારે ઉંડાણમાં જોવું, અને ત્યારે તેને તે જડશે. કેમકે નિશ્ચય તે ત્યાં છે તેના ઉપર આચ્છાદન આવીને તે કેવળ છુપાઇ ગએલું અને નિઃશબ્દ થએલું હોય, તોપણ તે ત્યાં છે. આપણી પ્રકૃતિ ( અથવા સ્વભાવ ) ના મૂળમાં આપણને શ્રદ્ધા, આશા, અને પ્રેમ, ( અથવા રાગ ) માલમ પડશે અને જે નઠારૂં અથવા ખોટું પ્રસન્ન કરે છે. તે પ્રસન્ન તે એટલા જ માટે કરે છે કે તે પોતાના અંતરમાં જોવાની ના પાડે છે. અથવા ઉપેક્ષા કરે છે. અને જે પ્રમાણે પોતાના આત્માના પ્રકાશ સામે નેત્રને આંધળાં કરી નાંખે છે. તે પ્રમાણે પોતાના હ્રદયનાં સુસ્વર સામે કાન બંધ રાખે છે. કામનામાંજ જીવન ગાળવું વધારે સહેલું તેને લાગે છે. અને એ કામનાઓની તૃપ્તી માટે જે આવસ્યક છે, તેની પાર જોવાને તે દરકાર કરતો નથી પણ સઘળાં જીવનની નીચે સબળ પ્રવાહ જારી છે કે જેને અટકાવીશ કાતો નથી, ત્યાં ખરેખર વિશાળ જળ છે, ઉદ્યમથી તેને શોધી કહાડ અને તેને માલમ પડશે કે કોઈ પ્રાણી અધમમાં અધમ પ્રાણી પણ એવો નથી કે જેનો વિભાગ નથી. એ વાતથી તે પોતે અગર જો અંધ હોય—અને પોતાને માટે ભયંકર આભાસિક બહારનું રૂપ બાંધતો હોય તો પણ એ અર્થ લેતાં આપ-

ણે ન્યાયથી કહી શકીએ કે જેઓની મધ્યમાં રહીને—આપણે મથન કરી રહેલા છીએ. તે સર્વ ઈશ્વરના અંશ છે. અને જે માયામાં આપણે જીવીએ છીએ. તે એટલી તો છળનારી છે કે બીજાઓના હૃદય માંહેલો મધુર સ્વર આપણે કયાં પકડી શકીશું. તેનો તર્ક કરવો પણ કઠીન છે પણ આપણે જાણવું જોઇએ કે તે શંષય આપણા અંતરમાં છે. આપણે તેને માટે માત્ર જોવું જોઇએ. અને એકવાર તે સાંભળ્યો તો આપણી આસપાસ તેને વધારે શીઘ્રતાથી ઓળખી લઇશું.

જીવનનું ગાન શું ? સાધારણ રીતે જોતાં માણસનાં અંતઃકરણનું કહેવું એ ગાન છે. માણસની રચના એવી ગૂઢ અને ચતુરાઈ ભરેલી છે. તે પળે પળે શિક્ષણ આપે છે. માણસના જીવનમાં ચાર પ્રકારની વાણી રહેલી છે, પરા, પશ્યમા, મધ્યમા, અને વૈખરી આપણે સાધારણ રીતે બોલીએ છીએ, તે વૈખરી છે. સૂક્ષ્મતા આવતાં આવતાં પરાની સ્થિતી થાય છે. જીવન છે, ત્યાં સુધી એ વાણી છે. અને એ વાણી છે. ત્યાં સુધી જીવન છે. વાણીનો સૂક્ષ્મ નાદ નિરંતર ચાલી રહેલો છે. તે બતાવવાને ઉપનિષદ, પુરાણો, પ્રત્યક્ષ છે. હંસોપનિષદ્માં કહ્યું છે કે नादो दश विधोजायते. દશ પ્રકારનો નાદ થાય છે. ૧ ચીણીવત્, ૨ ચીંચીંણીવત્, ૩ ઘંટાવત્, ૪ શંખવત્, ૫ વીણાવત્, ૬ તાલવત્, ૭ વેણુવત્, ૮ મૃદંગવત્, ૯ ભેરીવત્, ૧૦ મેઘવત્. ગુરૂકૃપા થાય તો નવ થયાવિના દશમો સંભળાય—પ્રત્યેક નાદ થતાં શરીરની સ્થીતિ બદલાય છે. એટલે પ્રત્યેકનું ફળ જુદું છે જેમકે ૬ ઠ્ઠે નાદે અમૃત પાન થાય છે. અને ૭મે ગૂઢ વિજ્ઞાન થાય છે, જેઓ યોગમાં આરૂઢ છે. તેઓને આ અનુભવ મળે છે. જે માણસ યોગ આચરતો નથી તેને પણ

એક અનુભવ તો નિશ્ચયપણે થતો જણાશે. કેમકે એજ ઉપનિષ- દમાં કહ્યું છે કે " हंस हंसेति सदा अयं सर्वेषु देहेषु व्याप्तो वर्त्तते," હંસ, હંસ એનાદ સર્વ દેહને વિષે વ્યાપિ રહેલો છે. हंसः શબ્દને ઉલટો વાંચતાં सोहं શબ્દ થાય છે. सोहंનો અર્થ તે હું ત્યારે પ્રત્યેક ક્ષણે " નેહું " નો ઉપદેશ શરીરમાં થઈ રહેલો છે. પ્રાણની ગતિથી શ્વાસ બહાર નીકળે છે. અને અંદર લેવાય છે. એબે ક્રિયામાં એ બે શબ્દનો નાદ સંભળાય છે. પુરાણો કથન કરે છે કે બ્રહ્માન્ડ જ્યારે શ્વાસ બહાંર કહાડે છે. ત્યારે સર્વ સૃષ્ટી પ્રગટ થાય છે. અને જ્યારે પાછો તે અંદર લે છે ત્યારે એ સૃષ્ટીનો લય થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જગતના સર્વ વ્યવ્હારનો આધાર મહા પ્રાણ છે. એ મહા પ્રાણમાં સર્વ વ્યક્તિઓ તરે છે. અને સર્વ વ્ય- ક્તિના અંતરમાં અને તેમજ તેની બહાર સર્વત્ર એ મહાપ્રાણ વ્યા- પિ રહેલો છે. સત્યનો ઉપદેશ કર્ત્તા એજ છે માણસના કર્ત્તવ્યના સર્વ નિયમો તેમાંજ સમાયલા છે. તે નિયમોનું પાલન નહિં થાય એ દુર્ભાગ્યની વાત છે.

પ્રત્યેક માણસનો અમુક સુર હોય છે સારીગમપધની એ સાત સુર પ્રસિદ્ધ છે. એમાંનો એક સુર પ્રત્યેક માણસનો ખાસ પોતનો હોય છે. પ્રત્યેક સુરના પ્રત્યેક દેવતા તથા રંગ હોય છે. જેની સત્તા આખા જીવન પર્યંત વર્તે છે એ પોતાનો સુર કયો છે. તે ખોળી કાઢવું ઘણુંજ કઠીન છે.

આ પ્રમાણે જોતાં માણસનું જીવન ખરેખર એક ગાન છે. એ ગાનમાં સર્વ સુરની ઐકયતા થતાં અવર્ણીય માધુર્ય વ્યાપિ રહે છે. એટલાજ માટે અહિં કહે છે કે તારા અંતરમાં જેનાદ ચાલી

રહેલો છે. તે લક્ષમાં રાખ અને સર્વ સ્વરનો ધ્વની એક બીજા
અનુકુળ થઈ માધુર્ય કેમ પ્રગટે તે શીખી લે.

જેવું " પીંડાંડે તેવું બ્રહ્માંડે " અને બ્રહ્માંન્ડે તેવું પીં
છે ? " આકાશમાં ઝળકી રહેલાં નક્ષત્રો—તારાઓના ગોળા નિરં
ફરતા રહેલા છે. તેની ગતિથી અત્યંત મધુરનાદ ગાજી રહેલો
પીડ એજ બ્રહ્માંડ છે. તો જેવું ઉપર થાય છે. તેવુંજ નીચે
થવું જોઇએ, માટે પીંડમાં પણ મધુરનાદ છુપાઇ રહેલો છે. અ
આસન વાળીને આંખ, કાન, નાક, અને મોઢું, પોતાના બેહાથ
આંગળીઓ વડે બંધ કરી દબાવવાં, અને પછી અંતરમાં
રાખવું, સહજવારમાં તેને નહિં સમજાય તેવો નાદ—શબ્દ થ
સંભળાશે. આ હઠયોગનો પ્રયોગ છે. પણ એથી ખાતરી થશે
અંતરમાં ગુપ્તનાદ રહેલો છે. અને નાદ ગુપ્ત અને અત્યંત જી
છે. સૂક્ષ્મ છે. જેમ જેમ અંતરમાં વિશેષ ઉતરાશે. તેમ
શાન્તિ અને નિઃ શબ્દતા વિશેષ પ્રસરશે અને આ સૂત્રનું વર
અંતે સિદ્ધ થશે તરત લાભ નહિં મળે તો નિરાશ થવું નહિં પ
પ્રયત્ન જારીજ રાખવું. કેમકે જે વસ્તુને શોધીએ છીએ. તે
છે એમાં તો જરાપણ શંશય નથી. અને તેથી કોઇ કાળે પણ
હાથ લાગ્યા વિના રહેવાની નથી.

આખા વિશ્વમાં જે પ્રાણ પ્રવાહ ચાલી રહેલો છે. તે પ્રવા
માં વહેતી નદીના પ્રવાહની પેઠે નાદ નીકળે છે જેઓ સંસાર
ધોંધાટમાં લીન થઈ ગએલા છે. તેઓ આ સૂક્ષ્મનાદ નિરંતર ચ
છે. તે છતાં સાંભળતા નથી સંસાર સ્વાર્થમાં મસ્ત છે. અને સ
થ પરમપદ પ્રાપ્તીમાં મોટું વિઘ્ન છે. માણસ કામ કરે છે. તે

ગમે તેવી કામના તથા હેતુ રહેલાં હોય છે. અને કામનાનું. પ્રબળ એટલું છે કે તેથી ઘસડાઈ જતાં માણસ ઘટીત અઘટીતનો પુણ્ય પાપનો કશો વિચાર કરતો નથી. અંતઃકરણ શું કહે છે ? તે કહેતે કરો, એ અંતઃકરણમાંજ સત્ય છુપાએલું છે અને એ અંતઃકરણ નિર્મળ, પવિત્ર, અને સકોમળ હોય, ત્યારેજ સત્ય સૂઝે છે. ધર્મનીતિનું સેવન કરવાની કેટલી અગત્યતા છે. તે આ સૂત્રથી સ્પષ્ટ થાય છે.

ઉપર કહ્યું તેમ એકજ મહાપ્રાણ સર્વત્ર વ્યાપ્ત છે. સર્વનું જીવન તેજ છે. સ્થાવર તથા જંગમ સર્વના અંતરમાં તે વર્તે છે. અને રહે છે તો ભીન્નતા માત્ર બહારનાં રૂપ—આકૃતિની છે. એમ સમજાયા વિના રહેશે નહિં. જેનાદ વિષે અહિં કથન છે. તે બીજાના અંતર મધ્યેનો જાણવાને આપણે કયારે શક્તિમાન થઈશું. એવો વિચાર આવેતો તરતજ સ્મરણ લાવવું કે તે આપણા પોતાનામાંજ નિકળી રહેલો છે. તો તેની શોધ કરવાને વેગળે—દુરજવાની કશી અગત્ય નથી. આપણે અંતરમાં ઉતરી તેનો એકવાર અનુભવ કરીશું તો બીજા બધાના અંતરનો નાદ સમજવાને આપણે શક્તિમાન થઇશું. તેની એકવાર ઓળખ થઈ તો તે ફરીથી ભુલાવાનો નથી.

**૮ હવે તું ટટાર ઉભો રહી શકીશ, તોફાનમાં ખડકના જેવો અચળ. અને જે યોદ્ધા તું પોતેજ છે. અને તારો રાજા છે. તેના હુકમને તાબે થતો.** રણ સંગ્રામમાં તેની આજ્ઞા પ્રમાણે કરવું. તે સિવાય બીજા કશાની દરકારનથી. રણસંગ્રામનું પરી-

ણામ શું આવશે ?તેનીચીન્તા નથી. કેમકે એક વાતજ માત્ર અગત્યની છે કેએયોદ્ધા જય મેળવશે. અને તું જાણે છે કે તેનો પરાજય થવો અશકય છે. એ પ્રમાણે શાન્ત, જાગૃત થઇ ઉભો રહીને દુ:ખથી અને દુ:ખના નાશથી જે શ્રવણ તને મળેલું છે. તેનો ઉપયોગ કર જ્યાંસુધી તું મનુષ્ય છે, ત્યાં સુધી એ મહાન્ ગાનના માત્ર અંશ તારાશ્રવણે પડશે. પણ જોતે તું સાંભળે તો બરાબર તેને સ્મૃતિમાં રાખજે કે જેથી જેતે ( હજી સુધી ) નથી સાંભળ્યા તે જતા નહિં રહે. અને તારી આસપાસ જે ગૂઢતા પ્રસરી રહેલી છે. તેનો મર્મ—અર્થ—તે ઉપરથી સમજવાનો પ્રયત્નકર—સમય એવો આવશે કે તારે ગુરૂની આવશ્યકતા નહિં રહે કેમકે વ્યક્ત પુરૂષને જેમ વાચા છે. તેમ તે વ્યક્ત પુરૂષ જેમાં રહેલો છે. તેને પણ છે, જીવનને પોતાને વાચા છે, અને તે કદી પણ મુંગું નથી અને તેનું ઉચ્ચારણ તું બધી માત્ર ઘોષ ધારે તે નથી. પણ તે ગાયન છે, એ તાલૈકતા અથવા સુમિલન—નો તું અંશ છે, એમ તે ઉપરૂથી તું શીખીલે એતાલૈક્તા અથવા સુમિલનના નિયમો પાળવા અથવા માન્ય કરવાને તે ઉપરથી શીખીલે.

ઉપર જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી આ સૂત્રનો અર્થ સ્પષ્ટ સમજાશે ગાનના શ્રવણનું ફળ—પરીણામ અહિં વર્ણન કરે છે દુ:ખથી અને દુ:ખના નાશથી શ્રવણ મળેલું છે એમ કહેલું છે તેને માટે સમજ એ છે કે એ સ્થિતિ—અવસ્થા પ્રાપ્ત કરવામાં ઘણું દુ:ખ વેઠવું પડેછે યોગસાધના કલેશ વિના થતીજ નથી એ જાણીતું છે શરીરને કષ્ટ છે તેમજ લાગણીઓને પણ દુ:ખ છે પણ એ દુ:ખો સહન કરતાં જયારે આગળ પગલાં ભરાય છે ત્યારે સર્વ

દુઃખનો નાશ થાયછે અને તે નાશ થતાં આ અવસ્થા પ્રાપ્ત થાયછે પ્રથમ જે દુઃખ દેખાતાં હતાં તે–સુખની પ્રાપ્તીનું કારણ બને છે દુઃખમાંથી સુખ થાયછે એ કહેવત ખરી ઠરે છે.

ગુરૂની આવશ્યકતા નહિં રહે, એક ભક્ત કવિ લલકારે છે કે

" ગુરૂ થા તારો તુંજ, નથી બીજો કોઇ ભજવા,
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા."

તુંજ તારો ગુરૂ છે અંતરમાં જેમ જેમ નિર્મળતા અને પવિત્રતા વધતી જશે તેમ તેમ અંધારૂં દૂર થતાં સત્યને પ્રગટ કરનારો પ્રકાશ વિશેષ પ્રસરતો જશે તારી મેળે તું આગળ ચાલ્યો જઇશ. માર્ગ સ્પષ્ટ છે અને માર્ગ બતાવનારની જરૂર નથી.

તને પોતાને વાચા છે તો તું જેમાં રહેલો છે તે વાચા વગરનો કેમ હોય, જેનો તું અંશ તે તેનામાં જો વાચા નહિં હોય, તોપછી તારામાં વાચા ક્યાંથી આવી શકે? મૂળમાં જે નથી તે શાખામાં અને પત્રમાં ક્યાંથી હોય? તેમજ જો કાંઇ શાખામાં અને પત્રમાં હોય, તો તે મૂળમાં હોવુંજ જોઇએ. બ્રહ્મ–શબ્દ બ્રહ્મ રૂપે પણ ગવાય છે શબ્દથીજ સર્વ સૃષ્ટીની વ્યક્તિ, સ્થિતિ ને લય છે અને શબ્દ છે તેજ વાણી--વાચા છે એ મૂળ--આદિ શબ્દનો નાદ જયાંસુધી ગાજી રહેલોછે ત્યાંસુધી સૃષ્ટીની સ્થિતિ છે તે બંધ પડતાં પ્રલયછે માટે જીવનને તો અખંડીત વાચા વળગેલીછે વાચ તેજ જીવન છે અને જીવન તેજ વાચછે.

**૯ તારી આસપાસ જે જીવન રહેલું છે તે સઘળાનું એકાગ્ર ચીતે અવલોકન કર.**

**૧૦ માણસોના હૃદયમાં બુદ્ધિ પૂર્વક નિહાળતાં શીખ.**

**૧૧ તારા પોતાના હૃદયનું અત્યંત લક્ષ સહિત અવલોકન કર.**

**૧૨ કેમકે જે જ્યોતિથી જીવનઉપર પ્રકાશ પડી શકે છે. અને તારી દ્રષ્ટીએ ચોખ્ખી રીતે તે દેખાઇ શકે છે તે જ્યોત તારા પોતાના હૃદય દ્વારાએ આવેછે.**

માણસોનાં હૃદયોનો તું અભ્યાસ કર, કે જે દુનિઆમાં તું રહેલોછે. અને જેનો એક વિભાગ ( અથવા અંશ ) તું થવાનો છે. તે શું છે તે તું જાણે--સતત બદલાતું અને ગતિ કરતું જીવન તારી આસપાસ રહેલુંછે તેનું અવલોકન કર કેમકે તે માણસોના હૃદયોથીજ બનેલું છે અને તેની રચના અને તેના મર્મ ( અથવા અર્થ )ને સમજતાં તું જેમ જેમ શીખીશ. તેમ તેમ જીવનનો વિશેષ વિપુલ શબ્દ વાંચવાને તું ધીરે ધીરે શક્તિમાન થઇશ.

માણસ બુદ્ધિ પૂર્વક સૃષ્ટીમાં જોશે તો તેને જણાશે કે તેમાં નીર્જીવ વસ્તુ એક પણ નથી. જ્યાં જોઇશું ત્યાં જીવન, જીવન, જીવન, પ્રસરી રહેલું છે પ્રોફેસર બોઝની શોધથી હવે નિશ્ચય થઇ ચુકયું છે કે ધાતુઓમાં પણ જીવન છે અને તે નિર્જીવ નથી તેને પણ લાગણી છે વૃદ્ધિને ક્ષય છે તેને પણ ઝેર ચઢે છે એક આદિ મહાપ્રાણમાં સર્વે ઉછળતું ચાલ્યું જાયછે તોપછી પ્રાણ રહિત શું હોઇ શકે ? અને જ્યાંસુધી પ્રાણછે ત્યાં સુધી માણસ મરી જાયછે ત્યારે તેનો પ્રાણ ગયો એમ સાધારણ રીતે કહેવાયછે હવે પ્રાણ ગયો તો શબ રહ્યું તેનું કેમ ? તે પ્રાણ રહિત ખરૂં કે નહિં એ પ્રશ્ન ઉઠેછે આસપાસ બધું અવલોકન કરવાનું--જોવાનું કહ્યુંછે તે બરાબર સમજ્યાથી આ પ્રશ્નનો ખુલાસો થઈ જાયછે. સૃષ્ટીમાં જે જે વસ્તુઓ રહેલી

તે સર્વ શિક્ષણ આપનારી છે, શું શું શિક્ષણમાં મળેછે તેનો
ર કરતાં નાનું પુસ્તક લખાય પણ શ્રીમદ્ દત્તાત્રેયનું આખ્યા-
ચવાની સુજ્ઞ જનોને ભલામણ કરીશું. કુદરતના નિયમોનું જ્ઞાન
ીથી વસ્તુની તપાસ કીધા વિના કદી મળતું નથી. પ્રાણ અ-
જીવન જેને વિષે ઉપર કહેવામાં આવ્યું છે તે માત્ર શરીરના
ભાગમાંજ રહેછે. એમ નથી પ્રત્યેક પરમાણું એ વીજળીનો–
ા પ્રવાહ ચાલી રહેલો છે પ્રત્યેક પરમાણુ તેજ કારણથી
ું કામ કરવાને શક્તિમાન છે પરમાણુઓ અથવા રજકણો
રીતે એક બીજાની સાથે ગોઠવાય ત્યારે આકૃતિ બંધાય છે
બંધાયલી આકૃતિ શરીર અથવા રૂપ છે રૂપ અને શરીર વિ-
કાંઇ પણ દેખાતું નથી એ રજકણોનું છુટા પડી જવું તેજ
પે આપણે સમજીએ છીએ. એનાં એજ રજકણો બીજી રીતે
ાઈ જતાં તેનું બીજું રૂપ થાય.
માણસે પોતાની આસપાસ સ્રષ્ટીમાં જે જે રહેલું છે. તે માત્ર
એટલુંજ નહિ પણ લક્ષ પૂર્વક જોઇને વિચાર કરવો સ્રષ્ટીનું
રણ તે ઉપરથી સમજાશે માણસ પંચમહાભૂતનું પુતળું છે. પ-
આપણી દ્રષ્ટીએ જે જે વસ્તુઓ આવી ચઢે છે તેમાં કોઇ પણ
એવી નથી કે જેનું બંધારણ એ તત્વોથી નથી એજ તત્વોથી
ર જંગમ સર્વની રચના છે ત્યારે ભીન્નતા માત્રરૂપ આકૃતિમાંજ રહેલી
મજ બધાને શક્તિ આપવાવાળું તેજ પણ એકજ છે એ તે-
કોઇ અંશ ગાઢા આવરણથી છેક ઢંકાઇ ગએલો હોય છે અને
આવરણથી પ્રકાશમાન થાય છે આ પ્રમાણે વિચાર કરતાં
જ્ઞાન પ્રાપ્ત થાય છે શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૩ મા અધ્યાયનો
મો શ્લોક એવો છે કે.

**समं सर्वेषु भूतेषु तिष्टंतं परमेश्वरं ।**
**विनश्यत्स्व विनश्यंतं यः पश्यति स पश्यति ॥**

સઘળા જીવોમાં એક સરખો પરમેશ્વર રહેલો છે નાશ પામે તે વસ્તુમાં નહિં નાશ પામનારો તે છે. આ રીતે જે જોય છે. તેજ (ખરૂં) જોય છે. આ પ્રમાણે શ્રી કૃષ્ણુ ભગવાનનું વચન છે. વળી ૬ ઠ્ઠા અધ્યાયના ૨૯-૩૦-૩૧-૩૨ મા શ્લોકો આ સ્થળે ખાસ ધ્યાન ખેંચે છે.

**सर्व भूतस्थ मात्मानं सर्व भूतानिचात्मानि.**

સઘળા ભૂતોમાં આત્માને અને આત્મામાં સઘળા ભુતોને જોયછે.

**योमां पस्यति सर्वत्र सर्वंच मयि पश्यति.**

સર્વને વિષે મને અને મારે વિષે સર્વેને જોય છે. ઇત્યાદિ પરીણુામ શું આવે છે?

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन**

પોતાની માફક સઘળું-સઘળે એક સરખુંજ જુએ છે.

આ પ્રમાણે સર્વ સ્થળેથી શિક્ષણુ મળે છે માણુસોની અવસ્થા એક સરખી નથી તેમજ તેનાં કાયીક, વાચીક, અને માનસિક કર્મપણુ જુદાં જુદાં હોય છે મનના હેતુઓ પણુ સરખા નથી આ સઘળાનું કારણુ પ્રકૃતિ છે કેમકે पृकत्वं च कर्माणी क्रियमाणानिसर्वशः સઘળી જગાએ જે જે કાંઇ કામ થાય છે તે સર્વની કરનારી પ્રકૃતિ છે પ્રકૃતિમાં ત્રણુ ગુણુ રહેલા છે સત્વ, રજ, અને તમ, આ ત્રણુ

ગુણનું પ્રમાણ સર્વમાં સરખું હોતું નથી. અને તેથી ભીન્ન અવસ્થા જણાય છે. તેમજ કર્મના નિયમોને અનુસરીને સઘળું થાય છે. એ પણ ધ્યાનમાં રાખવાનું છે સર્વ જીવો સમાન વયના હોતા નથી કોઇ બાળક કોઇ યુવાન અને કોઇ વૃદ્ધ હોય છે આ સઘળું સમજીને બીજા માણસોના હેતુઓનો વિચાર કરવાનો છે.

ઉપર પ્રમાણે નિહાળવાને માટે જે પ્રકાશની આવશ્યકતા છે તે પ્રકાશનો પ્રવેશ થવા માટે એકજ બારી છે અને તે તારૂં પોતાનું હૃદય છે એ બારી જેમ વધારે ખુલશે. તેમ તેજ વધારે પડશે. એ પ્રકાશ વડે અંતે તને શું જણાશે ? સમુદ્રમાં જેમ અનેક તરંગો ઉછળી રહ્યા છે. અને એક બીજાથી ભીન્ન ભીન્ન દેખાય છે, પરંતુ સર્વ તરંગ માત્ર જળનાં ભીન્ન ભીન્ન રૂપ છે, અને જળથી જુદાં નથી, તેમજ તું પણ જોઇશ કે જ્યાં ત્યાં એકજ જીવન એકજ તત્વ વિસ્તરી રહેલું છે, અને સર્વ વ્યક્તિ તેના અંશરૂપ છે, એક તરંગ જેમ બીજાથી જુદું છે, અને નિરાળું દેખાય છે, પણ તે માત્ર જુદો આભાસ છે. આગળ પાછળના અને તેમજ આજુ બાજુના તરંગોની એક તરંગની આકૃતિ અને ગતિ અને કૃતિ ઉપર કેટલી અસર છે, તે સહજ વિચાર કરતાં સમજાયા વગર રહેશેજ નહિં, તેમજ માણસના સંબંધમાં છે, પ્રત્યેક માણસના વિચારમાત્ર તેના પોતાનામાંજ અસર કરે છે. એમ નથી, વિચારના બળ વિષે ઘણાં પુસ્તકોમા કથન થએલું છે. એક તળાવના એક ભાગનું પાણી જો ચોખ્ખું થાય છે. તો તેટલે અંશે આખું તળાવ ચોખ્ખું થઇ રહે છે એક ભાગમાં મલીનતાની વૃદ્ધિ થાય છે. તો તેટલે અંશે આખા તળાવની મલીનતા વૃદ્ધીને પામે છે.

દેહાભિન્ન જ્યારે મીટીજશે—દેહથી નિરાળો રહીને નિરીક્ષણ કરવાનું તું જ્યારે શીખીશ, ત્યારે સર્વનો મર્મ તને પ્રત્યક્ષ સમજાઈ જશે. જ્યાં સુધી દેહાભિ માન રહેલું છે. જ્યાં સુધી સ્વાર્થની વૃત્તિ ટળી નથી. જ્યાં સુધી અધોમનના વિકારોનું પ્રબળ છે. ત્યાં સુધી સર્વ વસ્તુ ઉપર અંધારૂં છે.

**૧૩ વાચા જ્ઞાનની સાથે આવે છે. જ્ઞાન પ્રાપ્તકર, અને વાચાને તું પામીશ.**

જ્યાં સુધી જ્ઞાનની પ્રાપ્તી થઇ નથી ત્યાં સુધી કર્તવ્ય સૂઝતું નથી અંતરની શક્તિઓ ખીલે, ઈંદ્રિયોનાં બંધન ત્રુટે ત્યારેજ શું કરવું અને શું નહિં કરવું તે દર્શાવનારી અંતર પ્રેરણા થાય. એ પ્રેરણા તેજ વાચા છે એ પ્રેરણાજ બીજાઓને સહાય આપવા માટે તને આગળ દોરવી જશે. બીજાઓનું હિત ખરૂં ક્યાં, શેમાં, સમાયલું છે તે જણાવનારી તેજ છે, પરાર્થ, પર. હિત તેજ સ્વાર્થ, સ્વહિત છે એમ દ્રઢ નિશ્ચય થવો જોઇએ બીજાના અંતરમાંના ગૂઢ--છુપાયલા આશયો તું જાણી લે ત્યારેજ તે વિષે બોલવાનો તને અધિકાર છે કેમકે તે આશયોનો પૂરતો વિચાર સર્વ દિશાએથીં અવલોકન કરીને તું કરશે.

**૧૪ અંતર ઇંદ્રિયોનો ઉપયોગ હાથ લાગ્યો, બહારની ઇંદ્રિયોની કામનાને વશ કરી, વ્યક્ત જીવનની ઇચ્છાઓ ઉપર જય મેળવ્યો. અને જ્ઞાન પ્રાપ્ત કીધું હવે હે ! શિષ્ય માર્ગ ઉપર પ્રવેશ કરવાને, ખરેખરો પ્રવેશ કરવાને તું તૈયાર થા. માર્ગ જડી આવ્યો છે તે ઉપર સંચાર કરવાને તું તૈયાર થા.**

આ સુત્રનો અર્થ સ્પષ્ટ છે અને કાંઇ પણ વિવેચનની જરૂર નથી.

**૧૫ પુછી જો પૃથ્વીને, જળને, આકાશને કે તારે માટે તેઓ શું રહસ્ય (અથવા ગૂઢાર્થ) ધારણ કરે છે. તારી અંતર ઇંદ્રિયોનો વિકાસ એમ કરવાને તને શક્તિમાન કરશે.**

માણસ યોગમાં જેમ જેમ આગળ વધે છે તેમ તેને નવી શક્તિઓ પ્રાપ્ત થતી જાય છે. અહિં જે કહેલુ છે તે સંબંધમાં જ મોટાં મોટાં રાજ્યો તથા કીર્ત્તિની શિખરે ચઢી ગએલી મનુષ્ય જાતિ ઉદય અને અસ્ત પામ્યા છે જેને માટે આપણી પાસે ઐતિહાસીક કાંઈ પણ આધાર નથી પરંતુ પૃથ્વી પોતાનું અંતર ખોલીને તેઓનાં નિશાન ખુલ્લાં કરીને આપણને દેખાડેછે. જમીનમાં ખોદ કામ કરીને હાલના આગ્રહી શોધકો જુનાં જુનાં શહેરોનાં ખંડીએરો અને થઇ ગએલી પ્રજાની કૃતિના નમુનાઓ ખોળી કાઢે છે. આ સુત્રનું સૂચન વિશેષ છે નવી નવી શોધો આપણને આશ્ચર્ય પમાડે તેવી થઇ છે અને હજી થતી જાય છે. ઉંચે આકાશ ભણી પ્રયાણ કરવું. તારની મદદ વિના દૂરના દેશોમાં રહી વાત કરવી, વગેરે દાખલા રૂપ છે, આ બધી શોધોનું કારણ કુદરતના આગળ છુપાઈ રહેલાં નિયમોનું જ્ઞાન છે. કુદરતના નિયમો જાણવાની કળા વિષેજ અહિ કથન છે. એ જ્ઞાન થતાં હાલમાં સ્થૂળ સાધનથી જે કામ થાય છે. તે સ્થળ–સાધનની આવસ્યકતા રહેતી નથી. આપણે જાણીએ છીએ કે ઘણા માણસો એવા છે કે જમીનમાં કયે ઠેકાણે અને કેટલું ઉંડું પાણી નીકળશે. તે કહી શકે છે પ્રોફેસર ડેંટન નામના અમેરીકાના વિદ્વાને શોધ કરી સાબીત કરી આપ્યું છે કે પૃથ્વી ઉપર એક પણ બનાવ એવો નથી બનતો કે જેની છાપ પૃથ્વી ઉપર અચળ રહેતી નથી. ઇટાલી દેશમાં વિશુવિયસ નામના જવાળામુખી ફાટવાથી. નાશ પામેલાં શેહેરોમાંથી થોડાએક પત્થરો મંગાવી તિવ્રજ્ઞાનતંતુ ધારણ કરનારી સ્ત્રીઓને કપાળે તે મુકાવી તેઓની પાસે નાશસમયનું સવિસ્તર

